ઘણી ચેતવણીઓ આપવા છતાં બારડોલીના ઠરાવ ઘણા વધુમતે પાસ થયા. આથી હું મૂંઝાયો છું. જો એ બધા મત સમજપૂર્વક અપાયા હોય તો પરિણામ સારૂં આવી શકે. એટલા બધા મત આપનાર જો એમ માનતા હોય કે આપણે હવે શાન્તિની જરૂર છે, મૂંગે મ્હોડે કામ કરવાની જરૂર છે, તો આપણે આજે જેટલું બળ એકઠું કર્યું છે તેના કરતાં વધારે કરી શકીશું.

*જેલમાં સેવા*

જેટલી જરૂર જેલ શોધવાની હતી તેટલી જ જરૂર થોડી મુદત જેલ મોકૂફ રાખવાની છે. જેલ એ હમેશાંને સારૂ જુલમી રાજ્યમાં સ્વતન્ત્રતાનો દરવાજો તો રહેશે જ. પણ જેલમાં જવાને સારૂ પણ કળા જોઇયે છે. ચોર પાખંડી જેલ જાય તે કંઇ સ્વતન્ત્રતા મેળવતા નથી. તેઓ તો સજા ભોગવે છે. અશાન્ત ચિત્તે, ગુસ્સાભર્યે હૃદયે જેઓ જેલમાં જાય તે જેલમાં સુખે રહી પણ ન શકે. તેમને મન તો જેલ સેવાગૃહ નહિ જણાય; જોકે શાન્ત ચિત્તે જનાર તો અવશ્ય માને કે જેલમાં પણ તે પૂર્ણ અથવા વધારે સેવા કરે છે. જેલમાં તે સ્વસ્થ ચિત્તે વિચારો કેળવે, સંયમ વધારે, નિયમોનું વધારે પાલન કરે. સૉક્રેટિસે પોતાનું સારામાં સારૂં વ્યાખ્યાન હાથમાં ઝેરનો પ્યાલો રાખીને આપ્યું ને તેણે મરીને પોતાનું ને પોતાના વચનનું અમરપણું સિદ્ધ કર્યું. તિલક મહારાજે પોતાનાં મોટામાં મોટાં બે પુસ્તકો જેલમાં લખ્યાં. તેમણે જેલમાં એક ક્ષણ પણ નકામી ગાળી છે એમ ન કહી શકાય, તેમનો જેલનો વખત નકામો ગયો એમ ન કહેવાય. અત્યારે પણ જે જેલીઓ જેલમાં પોતાનું કાર્ય કરી રહ્યા છે તે તો સેવા કરે છે.

*જેલ મોકૂફ શા માટે?*

અત્યારે જેલ જવાનો પ્રયત્ન કરવો તે અશાન્તિ પોષવા બરોબર છે. તેથી જેલની બહાર રહેવું એ ક્ષણવારનો ધર્મ થઇ ગયો છે.

'આથી તો શત્રુ આપણને કાયર ગણશે; આપણી અપકીર્તિ થશે' એમ શંકા થાય. જ્યારે શત્રુ આપણને કાયર ગણે પણ આપણે ખરેખર કાયર ન હોઇયે ત્યારે આપણી જીતનો સમય નજીક આવે છે, કેમકે આપણી કાયરતા એ તો આપણું બળ છે અને શત્રુની ખોટી માન્યતા તેને ભૂલાવામાં નાખે છે. જે કેવળ ઇશ્વરની સહાય માગે તેને અપકીર્તિ હોય જ શાને? આપણે જરાયે નામોશીનું કામ કરીયે ત્યારે અપકીર્તિ હોય. આપણે જેલના ડરથી જેલનો ત્યાગ નથી કરવો. પણ જેલ જવામાં અણસમજ હોય, મગરૂરી, હોય, અશાન્તિ હોય એ ભયથી તેનો ત્યાગ કરીયે. શત્રુને રીઝવવા નહિ પણ આપણા આત્માને રીઝવવા આપણે જેલ જતા અટકીયે. જેલ જતાં અટકીને કાં આપણે ફાંસીનો ઘાટ ન ઘડીયે?

શત્રુ માગે તે ન કરીયે. અત્યારે શત્રુ ઇચ્છે છે કે આપણે વધારે ગુસ્સો કરીયે. આપણને તે ચીડાવી રહેલ છે. આપણી સામે પોતાની મૂઠી ઉગામી રહ્યો છે. આપણી સામે તે પોતાની આંખ લાલચોળ કરી રહેલ છે. આપણને ઘુરકાવી રહ્યા છે. પોતાની કેશવાળી ફફડાવી રહેલ છે. તેના ચીડવ્યા ચીડાઇયે તો આપણે પડીયે. તેનું હથિયાર મદ છે, દંભ છે, અમર્યાદપણું છે, ધમકી છે. આપણું હથિયાર શાન્તિ ને નમ્રતા છે. આપણને શત્રુ 'બીધેલા' ગણે કે કહે તે આપણને પોસાય, પણ આપણે પ્રતિજ્ઞાભંગ કર્યો સિદ્ધ થાય તે ન પોસાય.

કેદીઓને ભૂલી જાઓ

તેથી જ મેં તો વિચારી લીધું છે કે આપણે હાલ તુરતને સારૂ કેદીઓને ભૂલી જવા એ તો આપણું પ્રથમ પ્રાયશ્ચિત્ત છે. આપણે ભૂલો કરી તેથી કેદીઓને આપણે બળે છોડાવવાની શક્તિ આપણે ખોઇ બેઠા. કેદીઓ સરકારની મહેરબાનીથી નથી છૂટવા માગતા. સરકારના છોડયા તેઓ છૂટે તો તેઓ ખિન્ન થાય અને આપણે શરમાવું પડે.

આપણે તેઓને જેલ જઇને જ છોડવી શકીયે એવો અનિવાર્ય નિયમ નથી. આપણા સત્યબળથી, આપણા પ્રતિજ્ઞાપાલનથી તેઓને આપણે છોડવી શકીયે છીયે. આપણું બળ આપણે જેલ જઇને બતાવી શકીયે છીયે તેમજ રચનાત્મક કાર્ય કરીને પણ બતાવી શકીયે છીયે. બળ આપણા અમુક કાર્યમાં નથી પણ આપણી વૃત્તિમાં છે. શરમનો માર્યો જેલ જનારો બળવાન નથી, પણ ન જવાનું હોય ત્યારે ડરકણુ ગણાતાં છતાં ન જાય તે બળવાન હોઇ શકે. બળ સત્ય કાર્યમાં રહેલું છે.

રચનાત્મક કાર્યક્રમ

જો હિન્દુસ્તાન, જો ગુજરાત એક માસમાં રચનાત્મક કાર્ય પૂરૂં કરી બતાવે તો કેદીઓને એક માસમાં છોડવે. જો ઘણા પ્રામાણિક, સમજુ ને જાણીતા સેવકો મળે તો એક માસમાં રચનાત્મક કાર્ય પૂરૂં કરવું એ કંઇ મુશ્કેલ નથી.

૧. દરેક સ્ત્રીપુરુષે મહાસભાની પ્રતિજ્ઞા લેવી ને ચાર આના આપી મહાસભાના દફતરમાં નામ નોંધાવવું. ૨. તિલક સ્વરાજ ફાળો એકઠો કરવો. ૩ રાષ્ટ્રીય શાળાઓ ચલાવવી. ૪. દારૂ પીનારાઓનાં ઘરોમાં જવું. ૫. પરદેશી કપડાંનો ઉપયોગ કરનાર-ને ખાદી પહેરવા સમજાવવા, ઘેરઘેર રેંટીયા દાખલ કરવા. ૬. અન્ત્યજવર્ગને મદદ દેવી. ૭. પંચાયતો સ્થાપવી. ૮. નિષ્પક્ષપાતપણે દરદીની કે જખમીની સેવા કરવી, ભલે તે ગોરો હોય કે કાળો.

આ કામોમાં એક પણ એવું નથી કે જેમાં આપણને જુગના જુગ જોઇયે. હા જોઇયે, જો લોકમત આપણી પ્રવૃત્તિથી વિરુદ્ધ હોય તો. પણ આપણે અત્યારે તો દાવો એવો કરીયે છીયે કે લોકમત આપણી સાથે છે. જો લોકમત આપણી સાથે હોય તો ને આપણી પાસે સાચા કામદારો હોય તો ઉપરની બાબતોમાં એવી કઇ છે કે જેમાં આપણે તુરત સફળ ન થઇયે?

મારે મન તો એમાં લોકોની પરીક્ષા આવી જાય છે. જો ખરેખર તેઓ શાન્તિમાર્ગે જીત મેળવવા ઇચ્છતા હોય તો ઉપરનાં કામ હોંશે કરે. જો તેઓ કેવળ અશાન્તિ જ માગતા હોય તો રચનાત્મક કાર્યમાં જરૂર આપણાથી વિરુદ્ધ રહેશે અને જ્યારે સવિનય ભંગ શરૂ કરીયે ત્યારે તે પોતાનો અવિનયી ભંગ વિનયની ઓથે કરવા તૈયાર થઇ જશે.

આ આપણી સમક્ષ મોટામાં મોટો ભય આવી ઉભો છે. તેથી જેઓ શાન્તિમય પ્રવૃત્તિ ચલાવવા ઇચ્છે છે તેઓએ દૃઢતાપૂર્વક પોતાને માર્ગે ચાલ્યાં જ કરવું ઘટે છે. તેથી ભલે તેઓ ખોબા જેટલા થઇ રહે, તેમની લાજ જાય, તેઓ પ્રતિષ્ઠા વિનાના થઇ રહે. આવું થાય ત્યારે તેઓ પોતાનું કાર્ય નિર્ભય થઇ ચલાવી શકે ને દૃઢતાપૂર્વક બધાં પગલાં ભરી શકે. અત્યારે તો તેઓ જ્યારે સવિનય ભંગ જેવું તીખું પગલું ભરવા ઇચ્છે ત્યારે તેઓને ઉપાધિઓ આવી પડે છે.

સવિનય ભંગ

મારો માર્ગ ચોખ્ખો છે. હું જોઉં છું કે મારો દુરુપયોગ થઇ રહ્યો છે. મારે નામે ચૌરીચૌરામાં ખૂનો થયાં. હું સવિનય ભંગની વાત કરૂં છું તો સાંભળનાર 'વિનય'પદને ઉડાવી દઇ કેવળ 'ભંગ' પદનું જ ગ્રહણ કરે છે. સવિનય ભંગ એ અવિચ્છિન્ન સમાસ સમજવો. રસાયણશાસ્ત્રમાં બે મેળવણી મનાય છે. એક સામાન્ય જેમાં બધી વસ્તુઓ પોતાનો ગુણ રાખે છે. બીજું એવું મિશ્રણ જેમાંથી એક ત્રીજી જ વસ્તુ પેદા થાય છે કે જેનો ગુણ બેમાંથી એકે મૂળ વસ્તુની સાથે મળતો નથી. સવિનય ભંગ એ એક એવું રસાયણી મિશ્રણ છે. તેમાં ભંગનું એક પણ ખરાબ પરિણામ ન હોય ને તેમાં કેવળ વિનયથી થતાં પરિણામો આપણે જોતા જ નથી. વિનયની સાથે ઘણી વેળા આપણે નબળાઇ જોઇયે છીયે. ભંગની સાથે ઉદ્ધતાઇ, અસત્ય ઇત્યાદિ જોઇયે છીયે. સવિનય ભંગમાં તો કેવળ નિર્દોષતા ને નિર્ભયતા જ હોવાં જોઇયે. એવા અવિભક્ત પ્રયોગને તોડી તેમાંથી કેવળ 'ભંગ'નું જ ગ્રહણ કરનાર મનુષ્યો જ્યાં લગી જોવામાં આવે છે ત્યાં લગી સવિનય ભંગનું ચલાવવું અશક્ય જેવું થઈ જાય છે. પણ જો સવિનય ભંગ કરનારનો પ્રજા બહિષ્કાર

કરે તો તેઓ પોતાની શક્તિનો પ્રયોગ બતાવી શકે છે. જો તેમ ન બને તો જેમ સરકારની સાથે તે જ રીતે અશાન્તિ ઇચ્છનાર પક્ષની સાથે પણ મારે અસહકાર જ કરવો રહ્યો.

શાન્તિથી જ સ્વરાજ

હું નથી માનતો કે દેશ અશાન્તિને સારુ તૈયાર છે અથવા તો દુર્બળ 'ભાતખાઉ' ને સારુ અશાન્તિથી સ્વરાજનો કંઇ જ અર્થ હોઇ શકે. તે તો અશાન્તિના ઉપાસકોના ભોગ જેમ આજ છે તેમ જ રહેવાના. અશાન્તિના પૂજારી હિન્દુસ્તાનના કરોડોને સારુ સ્વરાજ નથી ઇચ્છતા પણ પોતાને સારુ સત્તા ઇચ્છે છે. આ આરોપ તેઓ કબૂલ નહિ કરે. તેમની પ્રવૃત્તિનું એ પરિણામ આવે જ એ તેઓ જાણતા પણ નથી. હું તેમને દોષ દેવા આ લેખ નથી લખી રહ્યો. હું તો માત્ર તેમની પ્રવૃત્તિનાં પરિણામો જ બતાવી રહ્યો છું.

શાન્તિમાર્ગે જ હિન્દુસ્તાન થોડા માસમાં સ્વરાજ મેળવી શકે. અશાન્તિમાર્ગે સો વર્ષે પણ ન મળે એમ માનું છું. વળી જે સ્વરાજને સારુ આપણે મથી રહ્યા છીયે તે જો ગરીબોનું ને 'ભાતખાઉ' દુર્બળ પ્રજાનું હોય તો તો સો વર્ષે પણ તેઓ પોતાની દુર્બળતામાંથી છૂટી શકવાના નથી. શાન્તિના પ્રયોગથી તો આપણે દુર્બળને પણ બતાવીયે છીયે કે તેના શરીરમાં જે આત્મા છે તેનું બળ ચક્રવર્તીના આત્મા જેટલું જ તે ધારે તો બતાવી શકે છે.

આ વાત જો ખોટી હોય, એ માન્યતામાં ત્રુટી હોય, તો આ 'શાન્ત' અસહકારની પ્રવૃત્તિ પણ ખોટી છે; તો પછી અસહકાર એક જ નામ રાખી શકાય. વિનય, શાન્તિ, સત્ય વગેરે પદોના ઉપયોગ આપણે તજવા જોઇયે અને સલ્તનતને રાક્ષસી કહેવાનો રિવાજ પણ છોડવો જોઇયે. રાક્ષસી પ્રયોગોથી લડનારને પ્રતિપક્ષીની પ્રથાને રાક્ષસી ગણવાનો કે કહેવાનો અખત્યાર નથી રહેતો.

આશાવાદ નહિ જ છોડું

આમ મારી નિરાશાનાં કારણોનો પાર નથી; છતાં આશા તો નહિ જ મુકું. હું આશા રાખીશ કે હિન્દુસ્તાન બારડોલીના ઠરાવની સંપૂર્ણ યોગ્યતાને સમજી જશે. હું આશા રાખું છું કે બધા પ્રાન્ત નહિ સમજે તોયે થોડા તો સમજશે. હું આશા રાખું છું કે છેવટે ગુજરાત તો શાન્તિનો પાઠ બરોબર સમજશે જ. હું આશા રાખું છું કે ગુજરાતને પણ કદાચ હું નહિ સમજાવી શકું તો છેવટે કેટલીક વ્યક્તિઓ તો આખા હિન્દુસ્તાનમાંથી આ મહાન પ્રયોગને સમજનારી નીકળી જ આવશે, અને મારી છેવટની આશા એટલી તો છે જ કે જો મેં હિન્દુસ્તાનને સત્યરૂપી એક જ માર્ગ બતાવ્યો હોય તો બધી કસોટીઓ લેવાતાં છતાં મને મારી

ટેક પર અડગ રહેવાની સન્મતિ ને શક્તિ ઇશ્વર આપશે. તેથી નિરાશાથી ઘેરાયેલો હું મારો આશાવાદ નહિ જ છોડું. કેમકે ઇશ્વર એટલે સત્ય, સત્ય એટલે શાન્તિ. સત્યનો બેલી અવશ્ય ઇશ્વર છે. સત્યનો સદા જય જ છે. એમ જાણતાં છતાં જો હું ડરીને અવિશ્વાસ રાખું તો મારા જેવો કાયર કોણ?

## § ગુલાંટ ખાધી?

ગુલાંટ ખાધી ?

શ્રી૦ કેળકરે પોતાના 'મરાઠા' પત્રમાં બારડોલીના ઠરાવોની જે ચર્ચા કરી છે તે મેં ધ્યાનપૂર્વક વાંચી છે. મારે કબૂલ કરવું જોઇયે કે તેમણે ઘણા જ વિનય અને વિવેકભરી રીતે મારા પર ટીકા કરી છે. શ્રી૦ કેળકરને અને તેમના જેવા વિચારવાળા બીજાઓને હું કઇ રીતે સમજાવું કે જેને તેઓ મેં ગુલાંટ ખાધી એમ કહે છે તે દરદી ઉપરની એક અનિવાર્ય શસ્ત્રક્રિયા સિવાય બીજું કંઇ જ નથી? ડગલું ભર્યું તે પર કાયમ રહેવું એ મોટો જ સદ્ગુણ છે, પણ જ્યારે ભરેલા ડગલા પર કાયમ રહેવા ખાતર ઉઘાડી વસ્તુસ્થિતિ સામે માણસ આંખ મીંચવા તૈયાર થાય ત્યારે તે હાસ્યાસ્પદ થઇ પડે છે.

મેં તો મોટાં લશ્કરોના મોરચા સુદ્ધાં કલાકે કલાકે બદલાતા જોયા છે. ઝુલુ બળવામાં એકવાર અમે બધા ઉંઘતા હતા. સવાર માટે અમને ચોકસ હુકમો મળી ચુક્યા હતા. પણ મધરાતને સુમારે અમને અચાનક જગાડવામાં આવ્યા અને અનાજની ગુણોની થપ્પી પાછળ લપાવાનો અમને હુકમ મળ્યો, કારણ જે ટેકરી ઉપર અમે પડાવ નાખ્યો હતો તેની ઉપર દુશ્મન ઘુંટણભર ચાલીને ચડી આવતો હતો એવા ખબર મળ્યા અને અનાજની ગુણોની થપ્પી અમને દીવાલ તરીકે રક્ષણ આપે એમ હતી. બીજે જ કલાકે ખબર મળ્યા કે એ બધી જૂઠી બૂમ હતી. એટલે વળી પાછો અમને પોતપોતાના તંબુમાં જઈ સૂઇ રહેવાનો હુકમ મળ્યો! આ બધી 'ગુલાંટો' જરૂરી ફેરફારો જ હતા. રોગના નિદાનમાં જેમ ફેરફાર જણાતા જાય તેમ તેના ઇલાજો પણ ફેરબદલ થતાં જ જાય. વૈદને એક દિવસ શીતજ્વર લાગુ પડેલો દેખાય અને તે ક્વિનાઇન કે કરિયાતાનો કાઢો આપે; અને બીજે જ દિવસે કાળજ્વરનાં લક્ષણ માલમ પડે ને એ બધા ઉપચાર બંધ કરી દરદીને કેવળ આરામ અને લંઘન ઉપર રાખવાની એને સૂચના કરવી પડે. પાછળથી વળી એને ક્ષયનું આક્રમણ થતું જણાય તો વળી

તે ઉપચારમાં ફેરફાર કરે અને પૌષ્ટિક ખોરાક આપવા કહે. આમાં વૈદને તોરીતરંગી કહેવો કે સાવધાન અને પ્રામાણિક કહેવો ?

માલવીયા પરિષદમાં

શ્રી૦ કેળકરે એમ સૂચવ્યું છે કે મારે સવિનય ભંગને અટકાવવો જ હતો તો મુંબઇની માલવીયા પરિષદ્ વેળાએ તેમ કરવામાં શોભા હતી. અકારણ એમ કરવાથી તો હું ગમાર નહિ તોપણ ગાફલ અને અસત્યાચારણી જ ઠરત. હિન્દુસ્તાનનું વાતાવરણ મારી આંખને સ્વચ્છ જણાતા છતાં અને તેવું જ રહેવાની આશા પણ આપતું હોવા છતાં માલવીયા પરિષદમાં સમાધાનીનો માર્ગ અડચણવગરનો કરી આપવા માટે જેટલી હદ સુધી મેં મૉડરેટ ભાઇઓનું કહેવું કબૂલ રાખ્યું તેના કરતાં વધુ આગળ જવું એ અસત્યાચરણ ગણાત. મારૂં નિદાન અગર મારી ચિકિત્સા ભૂલભરેલી હતી એમ ભલે સિદ્ધ કરી આપી શકાય, પણ એ ચિકિત્સાના આધાર ઉપર મેં કરેલો નિર્ણય ખોટો હતો એમ નહિ જ કહી શકાય. તેમાંયે ખાસ કરીને નાo વાઇસરાયે કલકત્તાના ભાષણમાં ખિલાફત અને પંજાબની બાબતમાં ચોખ્ખો નકાર અને સ્વરાજની બાબતમાં મળેલા 'સુધારા' તુરતને માટે બસ છે એવું સ્પષ્ટ શબ્દોમાં સુનાવી દીધા પછી અસહકારીઓની માગણીઓને સંપૂર્ણતાએ રજૂ કર્યા સિવાય મારાથી રહી જ કેમ શકાય ? એ માગણીઓ સ્પષ્ટમાં સ્પષ્ટ સ્વરૂપમાં અને તેની પાછળ રહેલી બધી ધગશ સાથે જો મેં રજૂ ન કરી હોત તો નાo વાઇસરાય તેમજ મૉડરેટ મિત્રો બન્નેને મેં અન્યાય કર્યો ગણાત.

સવિનય ભંગ મોકૂફ કેમ ?

આમ તે વેળાએ સામુદાયિક સવિનય ભંગની વાત માંડી વાળવાનું કશું જ કારણ નહોતું. તેમ કરવું એ ચોખ્ખી નિર્બળતા ગણાત. પણ ચૌરીચૌરાના બનાવે બધું વાતાવરણ ઘોર કરી મુક્યું અને રોગીની ચિકિત્સામાં મને નવો જ વિકાર માલમ પડ્યો. અને આટલું થયા છતાં રોગીને તદ્દન નિરાળી જ ઢબે ઉપચાર કરવો જરૂરી છે એવું જો હું સ્પષ્ટમાં સ્પષ્ટ શબ્દોમાં જાહેર ન કરૂં તો હું ઉંટવૈદ જ ઠરૂં. ચૌરીચૌરાની ઘટના જાણ્યા પછી સામુદાયિક ભંગ ન થોભાવવો એના જેવી નબળાઇ બીજી એકે ગણાત નહિ. હું વાચકને ખાતરી આપું છું કે બારડોલીની તૈયારીમાં કચાશ હતી તેથી આવો નિર્ણય કરવામાં આવ્યો એ વાતને છાંટાભાર વજુદ નથી. સામુદાયિક ભંગ મુલતવી રાખવાના નિર્ણયને અને બારડોલીની તૈયારીને કશો જ સંબન્ધ નથી. મારા અભિપ્રાય મુજબ બારડોલી સરકારને લડાઈ આપવાને તદ્દન તૈયાર હતું. 'નવજીવન' માં તેમ જ 'યંગ ઇન્ડિયા'માં હું અનેક વેળા જણાવી ચુક્યો છું કે બારડોલીને હું લડતને માટે પૂરેપૂરૂં તૈયાર માનું છું.

હકીકત એ છે કે સવિનય ભંગની ચર્ચા કરતાં ટીકાકારો 'સવિનય' પદનું મહત્ત્વ લક્ષમાં લેતા નથી. આ અર્થપૂર્ણ અને ભારે મહત્ત્વવાળા વિશેષણ તરફ તેઓ જાણેઅજાણ્યે દુર્લક્ષ કરે છે.

બારડોલીના નિર્ણય ઉપર અને દિલ્હીની બેઠક દરમિયાન ચાલેલા વાદવિવાદ અને વાતચીતો ઉપર જેમ જેમ હું વધુ વિચાર કરું છું તેમ તેમ એ નિર્ણયની યથાર્થતાને વિષે તેમજ અત્યારે ઘડીભર આપણે નબળા ગણાઇને લોકો તરફથી પ્રશંસા અને ટેકો ખોઇ બેસીયે તેમ હોઇયે તોપણ બધા પ્રાન્તોએ બધી તીવ્ર પ્રવૃત્તિઓ હાલ તુરતને માટે મુલતવી રાખવાની જરૂર વિષે મારી વધારે ને વધારે જ ખાતરી થતી જાય છે.

---

## સ્વદેશી વિ૦ ખાદી

સ્વદેશી સમુદ્ર-માં ડૂબશો

'સ્વદેશી' અતિશય જાણીતો શબ્દ છે. તે બહોળો શબ્દ છે. આવા શબ્દની અસર સારી પણ પડે છે ને માઠી પણ હોય છે. સમુદ્ર બહોળો છે. તે ન હોય તો આપણને પ્રાણવાયુ જ ન મળે. પણ સમુદ્ર અગ્નિની જેમ સર્વભક્ષી છે. તેમાં મેલ તો એટલો બધો ચાલ્યો જાય છે કે તેનું માપ જ નથી, છતાં તે તો વિશુદ્ધ જ છે. કાંઠો છોડો એટલે તેનું પાણી કાચના જેવું પારદર્શક જોવામાં આવે છે. સૂર્યના કિરણોમાં તેનાં ફીણ હીરામોતીની જેમ ઝગમગે છે, હીરામોતીનું તેજ તેની પાસે તો કંઇ જ નથી. સમુદ્ર નૌકાને તારે છે. છતાં તેનું પાણી કોઇ પીવા બેસે તો તેને ઉલટી જ થાય. પીવાનું પાણી તો કૂવામાંથી, વીરડામાંથી, નાના ઝરાઓમાંથી મીઠામાં મીઠું મળે છે. તેમ જ સ્વદેશી એ સમુદ્ર છે, મહાસાગર છે. તેના સ્હેજ પાલનથી દેશો તરી શકે છે. વ્યાખ્યામાં તે શબ્દ શોભે છે. પણ અત્યારે તો સ્વદેશીસમુદ્રમાં આપણે ઝંપલાવીએ તો આપણે ડૂબીએ તેમ છે. તે તો 'ગજા ઉપરવટ હાલ મનોરથ રૂપ જો' છે.

સ્વદેશીને નામે કોઇ કહે છે, તે તો સ્વદેશી તાળાં બનાવશે કે લેશે, ચબન નહિ લે. કોઇ રાજેસ ચપ્પુ છોડીને ખાડાળું નકટાનું નાકે ન કાપે એવું ચપ્પુ પસંદ કરે છે અથવા નવાં બનાવવાનો પ્રયાસ આદરે છે. કોઇને સ્વદેશી કાગળ જોઇયે, કોઇને શાહી, કોઇને ટાંક તો કોઇને ટાંકણી. એમ દરેક પોતાની ઇચ્છા પ્રમાણે સ્વદેશી વસ્તુ માગી તેની ભાવનાને પોષે છે. પણ તેથી દેશનું કામ નથી થતું. આથી તે સ્વદેશીનું કામ ને નામ બન્ને બગડે છે.

ઘર ચણનાર પ્રથમથી જ ઝરૂખા, ગોખ, બારીબારણાં, રાચરચીલું ગોઠવવા નથી માંડતો. પ્રથમ તો તે પાયો નાખે છે, પછી દીવાલો ચણે છે ને જ્યારે ઘાટ થઇ રહે ત્યારે તેને ઓપ શરૂ કરે છે. તેમજ સ્વદેશી રચનાનું છે.

સ્વદેશીના પ્રકાર

આપણે હવે સ્વદેશીનું રહસ્ય એટલે દરજ્જે સમજ્યા છીયે, તેનો વ્યાવહારિક ઉપયોગ એટલો જાણ્યો છે કે હવે તેનો ખરો ને વિશેષ અર્થ આપણને મળ્યો છે. સ્વદેશીને નામે આપણે આપણને આજ લગી છેતર્યા, કંઇક ફેરફારો કર્યા. સ્વદેશી એટલે દેશમાં થયેલું કાપડ, એ પહેલું પગથીઉં હતું. પછી જોયું કે પરદેશી સૂતરને દેશમાં વણ્યું હોય તે ખરૂં સ્વદેશી ન હોય, તેથી દેશને ઘણો જ થોડો લાભ થાય.

બીજું પગથીઉં એ થયું કે દેશની મીલમાં સૂતર કંતાયું હોય ને વણાયું હોય તો ચાલે. પણ વધુ અનુભવે જોયું કે તેથીયે ધારેલો અર્થ નહોતો સરતો. તેનું ખરાબ પરિણામ એક એ આવ્યું કે મીલના કાપડનું દામ ખૂબ વધ્યું ને આપણને કાપડની તાણ પડે એવો સમય આવ્યો.

ત્રીજું પગથીઉં એ હતું કે સૂતર તો ભલે મીલનું હોય, પણ તે હાથે વણાય તો સરસ કહેવાય. આમાં પણ આપણને સ્વદેશીનો મર્મ નહોતો મળ્યો.

હવે આપણે ચોથે પગથીએ શીખ્યા જણાઇયે છીયે કે સ્વદેશી એટલે હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી. આ વિના બીજું બધું ખોટું ને નિરર્થક છે.

ખાદી એટલે રેંટીયો. રેંટીયા વિના ખાદી હોય જ ક્યાંથી? ખાદી એ સ્વરાજની જેમ આપણો જન્મસિદ્ધ હક છે ને કેવળ તેનો જ ઉપયોગ આપણી આજન્મ ફરજ છે. તે ફરજ અદા ન કરે તે સ્વરાજને જાણતો જ નથી.

સ્વદેશીનો હેતુ

સ્વદેશીનો કે સ્વરાજનો હેતુ એ જ હોય—એ જ છે કે તેથી હિન્દુસ્તાનના ભૂખે પીડાતાં મનુષ્યોનાં પેટ ભરાય, હિન્દુસ્તાનમાંથી દુષ્કાળ જાય, હિન્દુસ્તાનની મહિલાઓની નીતિનું રક્ષણ થાય, હિન્દુસ્તાનનાં બાળકોને દૂધનું ટીપું મળે.

ઘેર ઘેર રેંટીયા

જ્યાં સુધી હિન્દુસ્તાનમાં રેંટીયો ચૂલાની જેમ સર્વવ્યાપક ન થાય ત્યાં સુધી હિન્દુસ્તાન ફરી આબાદ થાય એ હું અસંભવિત માનું છું.

ધારો કે હિન્દુસ્તાન આજે સ્વેચ્છાપૂર્વક વર્તી શકે, ધારો કે હિન્દુસ્તાને બહારથી સોંઘામાં સોંઘું કાપડ દાખલ કર્યું, હિન્દુસ્તાને વિલાયતની ને પોતાની પરિસ્થિતિનો વિરોધ વિચાર્યા વિના 'ફ્રી ટ્રેડ' કે મુક્ત વ્યાપાર એટલે બાધક જકાત

વિનાનો વ્યાપાર દાખલ કર્યો, તો આજે છે તેના કરતાં પણ હિન્દુસ્તાનની સ્થિતિ ખરાબ થાય.

હિન્દુસ્તાનને કોઇ મફત રાંધી આપે તોપણ જેમ ઘરના ચૂલા કાઢી નાખવા પોષાય નહિ, તેમ જ રેંટીયો કાઢવો પોષાયો નથી. 'ચૂલામાં કેટલી ઉપાધિ'! ઘેર ઘેર ચૂલા, ઘેર ઘેર અગ્નિ, એ કેટલો અનર્થ! દરેક ગૃહિણીએ સવાર પડ્યું કે ધૂમાડો જ ખાવો એ કેટલો અત્યાચાર! એવી લલચાવનારી દલીલથી છેતરાઇ આપણે ચૂલા કાઢી નાખીયે ને ગામોગામ એક જ વીશીમાં રસોઇ કરી જમીયે તો? તો હિન્દુસ્તાનનાં બાળકો રવડે એનેવિષે કોઇને પણ શંકા છે? ચૂલાનો નાશ અર્થશાસ્ત્ર નથી. એ અનર્થવાદ છે. તેને અર્થશાસ્ત્રનું માન પણ ન શોભે.

રેંટીયો બાળીને આપણે ભૂખ ને વ્યભિચાર વહોર્યા છે. ચૂલો બાળીયે તો મોત વહોરીયે. રેંટીયાની પુનઃસ્થાપના કરીયે તો આપણે ફરી આપણાં ખંડીયેર જેવાં થઇ ગયેલાં ઘરો દીપાવીયે.

રેંટીયા રૂપી ગાય

તેથી અત્યારે આપણો વિશેષ અને સર્વોપરી ધર્મ ખાદી છે. ખાદી ઘીની જેમ ખપવી જોઇયે. હાથે કાંતેલું સૂતર દૂધની જેમ કિંમતી ગણાવું જોઇયે. રેંટીયો એ પણ એક પૂજનીય ગાય છે. ગાય વિનાનું ઘર જેમ ન શોભે તેમ રેંટીયા વિનાનું ઘર ન શોભે. નાનામોટા કોઇ ગાયને દોહવામાં હલકાઇ નથી માનતા, તેમ નાના મોટા સર્વેએ રેંટીયો ચલાવવામાં હલકાઇ ન માનતાં ગૃહસ્થાઇ માનવી જોઇયે. ગાય તો કોઇ વેળા પાટુ મારે છે, ગાય ખાણુ માગે છે. રેંટીયો તો એવો પરોપકારી છે કે તે પાટુ મારે જ નહિ; તેને ખાણુ જોઇયે જ નહિ. તેની પાસેથી ઉજળું દૂધ જેવું સૂતર તમારી ઇચ્છાએ લઇ શકો છો. ગાય પોતાની શક્તિ પ્રમાણે દૂધ આપે છે. રેંટીયો આપણી શકિત પ્રમાણે સૂતર આપે છે. રેંટીયાની રક્ષા એ પણ ગોરક્ષા છે. રેંટીયાની રક્ષા કરનારે જેમાં તાણોવાણો બન્ને હાથના જ છે તેવી ખાદીનો જ ઉપયોગ કરવો ઘટે.

પ્રાન્તિક સમિતિને ખાદીની જાહેરખબર નાખવી પડે છે તેથી હું શરમાઉં છું, દરેકે શરમાવું જોઇયે. પરદેશી કે મીલનાં કપડાં ખપે ને ખાદી પડી રહે એ કંઇ હિન્દુસ્તાનના ઉદયના લક્ષણ ન ગણાય. જવ મેલીને કુશકા ખાવા જેવો એ ન્યાય થયો.

રેંટીયાના ઉદ્ધાર વિના ગાયની રક્ષા લગભગ અસંભવિત થઇ પડી છે. હિન્દુસ્તાનના ખેડૂતોની પાસે દ્રવ્ય નથી તેથી તેઓ પોતાનાં ઢોર વેચી કાઢે છે અથવા તેમને ભૂખે મારે છે. હિન્દુસ્તાનના માણસો જેમ દુબળા છે તેમ તેનાં ઢોર પણ દુબળાં છે, કેમકે હિન્દુસ્તાનની હાલત દીવાળીઆની છે. હિન્દુસ્તાન પોતાની મૂડી ઉપર નભે છે. તેની મૂડી દહાડે દહાડે ઘટતી જાય છે. હિન્દુસ્તાનને પૂરતો પ્રાણવાયુ નથી મળતો તેથી તેનો શ્વાસ રૂંધાય છે. હિન્દુસ્તાન ઓછામાં ઓછા ચાર માસ અનિચ્છાએ નિરુદ્યમી રહે છે. આમ જેને નિરુદ્યમી રહેવું પડે તેનો નાશ જ સંભવે. કરોડો માણસને પોતાનાં ખેતરોમાં પૂરણી રૂપે તો રેંટીયાનો જ ઉદ્યમ છે. બીજો નથી જ.

રેંટીયો અને ગોરક્ષા

# મારી નોંધ

## મહાસભાનો કર

મહાસભાનો કર

જેની આણ ચાલે તેનો કર હમેશાં ચાલે છે. હિન્દુસ્તાનનાં મોટાં મન્દિરો છે તેને ભાવિક લોકો વગરમહેનતે નિભાવે છે. કાશીવિશ્વનાથની ઉપર સોનાનો કળશ છે તેને સારૂ કંઈ સ્વયંસેવકો નહોતા નીકળી પડયા. શ્રદ્ધાળુઓએ પોતાની મેળે દાન આપ્યું. અમૃતસરમાં શીખ મન્દિરમાં આરસની છો છે, ચાંદીના દરવાજા છે, ઘુમટ પર સોનું છે તેથી સુવર્ણમન્દિરને નામે ઓળખાય છે. એમાં જે ધન છે તે પણ ભાવિક શીખોએ પોતાની ઇચ્છાએ આપેલું. આલેશાન મસજીદો જે આપણે જગે જગે જોઇયે છીયે તેના પૈસા પણ વગર ઉઘરાવ્યે મળ્યા હોય છે. તેમ જ મહાસભાનું હોવું જોઇયે. જો મહાસભાને લોકો ધર્મનું ને કર્મનું સાધન માનતા હોય, જો મુસલમાનો માનતા હોય કે મહાસભારાજ્ય એટલે ખિલાફતનો છૂટકારો ને મુસલમાનની સ્વતન્ત્રતા, જો હિન્દુઓ માનતા હોય કે મહાસભા-રાજ્ય એટલે ગાયની રક્ષા ને હિન્દુની સ્વતન્ત્રતા, જો પારસી માનતા હોય કે મહાસભા-રાજ્ય એટલે અગિયારીની રક્ષા ને પારસીની સ્વતન્ત્રતા, જો હિન્દુસ્તાનના ખ્રિસ્તી યહુદી તેમ જ માનતા હોય તો તેઓ બધા પોતાનો સ્વાર્થ કે ધર્મ સમજી મહાસભાને નિભાવે. મહાસભાને નિભાવવી એટલે તેને કર તો આપવો જ. જો એ સંસ્થા લોકપ્રિય હોય તો તેને ધનની ખોટ ન જ હોવી જોઇયે. લોકની એ માનીતી સંસ્થા છે કે નહિ તે ખબર થોડી જ મુદતમાં પડી રહેશે.

આ વેળા મહાસભાએ કર જ નાખ્યો છે. એક કર તો હતો જ—જેઓ તેમાં સભાસદ થાય, મતદાર થવા ઇચ્છે તેમણે દર વર્ષે ચાર આના આપવાના છે તે. બીજો કર બધા સભાસદ હોય કે ન હોય—નોકરવર્ગ પણ—જેઓ મહાસભાને પસંદ કરે તેઓ આપે,

જેઓ તિલક મહારાજને પૂજે છે તે આપે, જેઓ એમ માને છે કે તેમના નામનું મોટામાં મોટું સ્મરણ સ્વરાજ મેળવવું તે છે, તે આપે.

તે કર ગયા વર્ષની દરેકની આવકનો સોએ એક રૂપીયો છે. એટલે જેને વર્ષના સો રૂપીયાનો પગાર હોય તેની પાસેથી મહાસભા એક રૂપીયો માગે છે. આ કર હળવામાં હળવો ગણાય. સરકાર ચોપડા તપાસે છે, મહાસભા હૃદય તપાસશે. જેની જેટલી આવક હોય તે પ્રમાણે તે મહાસભાને દફતરે કર પહોંચાડી આપે.

પણ આ લેખ લખવાનો મારો હેતુ કંઇક અંગત છે. 'નવજીવન'ની નકલો લગભગ ૩૫૦૦૦ દર અઠવાડિયે ખપે છે. એક નકલના ઓછામાં ઓછા વાંચનાર ત્રણ જણને ગણીયે તો ૧૦૫૦૦૦ વાંચનાર થયા. હું તો તેઓની પરીક્ષા લેવા ઇચ્છું છું તેઓને જો મહાસભાનું કાર્ય પસંદ હોય તો તેઓ તેનો કર 'નવજીવન' મારફતે મોકલી આપે. દરેક જણ પોતપોતાનો કર મોકલી આપી શકે છે, અથવા દરેક શહેરના 'નવજીવન'ના વાંચનાર પોતાના મિત્ર પાસેથી—અજાણ્યા પાસેથી નહિ જ—મેળવી 'નવજીવન' ઑફિસે પહોંચતો કરે. તેની પહોંચ 'નવજીવન'માં દરેક અઠવાડિયે સ્વીકારવામાં આવશે ને તે નાણાં પ્રાન્તિક સમિતિના મન્ત્રીને પહોંચાડવામાં આવશે.

સહુ પ્રામાણિકપણે પોતાની આવકનો ભાગ આપશે. વધારે તો ગમે તેટલા આપે, ઓછા કોઇ ન આપે ઓછા આપનાર ભેટ તરીકે ગમે તે મોકલે, કર તરીકે તિલક સ્વરાજ ફાળામાં તો સેંકડે ટકો ઓછામાં ઓછો આપે; વધારે મરજીમાં આવે તેટલું આપે. વધારે આપી શકનાર વધારે તો મોકલે જ, કે જેથી નહિ આપનારનો બદલો મહાસભાને મળી રહે. વધારે આપનાર બીજાની વતી આપે છે એમ ગણી લેવાય.

આ પૈસાના ઉપયોગ તો અત્યારે ત્રણ જ મુખ્યત્વે હોય. જેની ઇચ્છા હોય તે પ્રમાણે તેને આંકી શકે છે. ખાદી અથવા રેંટીયાપ્રચાર, કેળવણી ને અન્ત્યજસેવા. આ વર્ષે કેળવણીનું કામ સરસ પાયા પર મુકયે જ છૂટકો છે. સરકારી નિશાળમાં છોકરો એક પણ હોય તેને હું આપણી શરમ ગણું. આપણી નિશાળોને સારી કરીને આપણે દરેક બાળકને ખેંચી શકીયે છીયે. એક પણ બાળક નિશાળમાં ન જનાર હોય તે પણ આપણને શરમાવનારૂં ગણાય.

આ બન્ને વિભાગ એવા છે કે પ્રામાણિકપણે ચાલે તો કર આપનારને અને પ્રજામાત્રને કરનું દસગણું વળતર સ્હેજે મળે. ગયે વર્ષે ગુજરાતે પંદર લાખ રૂપીયા આપ્યા તેનો ઉપયોગ આ બે ભાગમાં મુખ્યત્વે થયો છે. આ વર્ષે તેમાં વધારે પૈસા જોઇશે, ઓછા નહિ. અને તે ઉપરાંત અન્ત્યજસેવામાં આ વર્ષે વધારે પૈસા રોકવા જ પડશે. તેથી જો મહાસભાના કાર્યથી ગુજરાતીઓને સન્તોષ થયો હોય તો તેઓ વધારે પૈસા આપશે પણ ઓછા નહિ. ઉઘરાવવામાં ઓછી મહેનત કરાવશે. મહાસભાની આણની આ પ્રથમ કસોટી છે. મારી ઉમેદ છે કે કોઇ કોઇની રાહ જોયા વિના પોતાની મેળે આ કર ભરવાનું શરૂ કરી દેશે.

સહુએ યાદ રાખવું કે પ્રાન્તિક સમિતિનો હિસાબ તદ્દન ચોખ્ખો છે. તેની તપાસ પણ સ્થાનિક ને મહાસમિતિના એમ બે હિસાબચોકશીએ કરેલી છે ને હિસાબ વખતોવખત બહાર પડયો છે.

## અમદાવાદની મ્યુનિસિપાલિટી

અમદાવાદની મ્યુનિસિ-પાલિટી

મ્યુનિસિપાલિટી લોકને હાથ છે, સત્તા કમિટીને હાથ છે. જ્યારે સરકારે કમિટી નીમી ત્યારે મ્યુનિસિપાલિટી રાષ્ટ્રીય થઈ, કારણકે લોકોએ નીમેલા પ્રતિનિધિઓનો સરકારની સાથેનો સંબંધ તૂટયો.

આ બનાવને બે દષ્ટિએ જોઈ શકાય. સરકારે મ્યુનિસિપાલિટી બંધ કરી એને આપણે અણધાર્યું અનિષ્ટ પરિણામ ગણીયે તો મ્યુનિસિપાલિટી રાષ્ટ્રીય થઈ ન ગણાય, પણ લોકસત્તા છીનવી લેવાઈ ગણાય. જો આપણે એમ માનીયે, અને એ જ બરોબર છે, કે કાં તો સરકાર મ્યુનિસિપાલિટીને વશ થાય અથવા તો મ્યુનિસિપાલિટી બંધ કરે એ જ આપણી નેમ હતી, તો મ્યુનિસિપાલિટી સ્વતન્ત્ર એટલે રાષ્ટ્રીય થઇ ગણાય.

ખરેખર રાષ્ટ્રીય થઇ છે કે નહિ એની પરીક્ષા શહેરીઓને હાથ છે. જો પ્રતિનિધિઓનો શહેરીઓ વિશ્વાસ કરે, તેમની મારફતે શહેરનું કામ લે તો મ્યુનિસિપાલીટી રાષ્ટ્રીય થઇ છે. જેમાં તે પોતાની સ્વતન્ત્રતાનો સહેલાઈથી ઉપયોગ કરી શકે છે તેમાં પણ જો શહેરીઓ કમિટિને વશ થાય તો મ્યુનિસિપાલિટી સરકારને ગઇ એમ ગણાય.

શહેરીઓના હાથમાં જ તેઓની અને તેઓના પ્રતિનિધિઓની લાજ છે એક માણસ બીજાને તેની મરજી વિરુદ્ધ વશ નથી જ કરી શકતો એ અચલિત સિદ્ધાન્ત છે. એટલું ખરૂં છે કે હજારો દાખલામાં આપણને એમ જ લાગે છે કે માણસ બળાત્કારે કામ કરે છે. મને કોઇ મોતનો ડર નીપજાવી મારી પાસે કામ કરાવે ત્યારે આપણે તેને બળાત્કાર ગણીયે. પણ જો મને મરતાં આવડે તો મારી પાસે કોણ શું કરાવી શકે? તેથી મેં મારી મરજી વિરુદ્ધ કંઇ કર્યું ન ગણાય. પણ રૂઢિ એવી છે ખરી કે જ્યારે માણસ શારીરિક બળને વશ થઇ કંઇ કાર્ય કરે છે ત્યારે તેણે તે વગર ઇચ્છાએ કર્યું એમ આપણે કહીયે છીયે. વસ્તુતાએ તેમ નથી. આત્મા પોતાને બાંધે છે ને છોડે છે.

તકરાર તો કેળવણીની હતી. દીવાબત્તી, પાયખાનાં, પાણી, વગેરેમાં મ્યુનિસિપાલિટી સરકારને અનુકૂળ થવા જ ઇચ્છતી હતી. રસ્તાના દીવા સરકાર કરે તેથી આપણને ભારે નુકસાન ન હતું. આપણાં બાળકોનાં હૃદયમન્દિરમાં સરકાર જ્યોતિ પ્રગટાવે અથવા તેમનાં મગજને સરકાર ધોળે એ આપણને અસહ્ય હતું. એ જ્યોતિ અને ધોળ સ્વાભાવિક ન હતાં. તેથી આપણે કેળવણીને રાષ્ટ્રીય બનાવી. આ જ વિષય ઉપર 'હા'ને ને 'ના'ને વેર થયું. આમાં શહેરીઓ સર્વોપરી રહી શકે છે. રસ્તા સરકાર સાફ કરે તો ભલે કરે. રસ્તા કંઇ આપણે સાફ કરવા તેને ત્યાં મોકલતા નથી, પણ બાળકોને તો આપણે મરજીથી નિશાળોમાં મોકલીયે

ત્યારે જ સરકાર તેઓને ભણાવે. એટલે કેળવણીની બાબતમાં શહેરીઓ વિચાર માત્ર કરે તો તેની સ્વતન્ત્રતા પૂરી રીતે જાળવી શકે છે.

મને દિલ્હીથી આવતાં સાંભળીને હર્ષ થયો કે લગભગ સાત હજાર બાળકોને સારૂ સુમારે પાંત્રીસ રાષ્ટ્રીય શાળાઓ તો સ્થપાઇ ચુકી છે ને હજુ બીજી સ્થાપવાની સગવડ ચાલી રહી છે. મારી ઉમેદ છે કે કમિટીની એટલે સરકારી નિશાળોમાં એક પણ બાળક કે બાળા નહિ રહે.

જો શહેરીઓ ઇચ્છે તો એક પણ બાળક કે બાળા સરકારી નિશાળમાં ન જ જાય. કેટલુંક કામ આપણી આળસે કે બેદરકારીએ બગડે છે. શહેરીઓ પોતાનાં બાળકોને વિષે તો બેદરકાર ન જ રહે એમ આપણે ઇચ્છીયે. તેમાં પૈસાનું અને સારી કેળવણીનું જ કામ છે. કેળવણીનો કાબુ પોતાના હાથમાં રાખે તો ઓછામાં ઓછે પૈસે સારામાં સારી કેળવણી બાળકોને આપી શકાય તેમ છે.

જે માબાપોએ પોતાનાં છોકરાંને સરકારની શાળામાંથી ઉઠાડી લીધાં છે, જેઓએ પોતાનાં મકાન આપ્યાં છે ને જે શિક્ષકોએ સરકારી નોકરી છોડી છે તેઓને હું ધન્યવાદ આપું છું. તેઓ આરંભેલું કામ પૂરૂં કરશે ને આગળ વધારશે એમ હું ઉમેદ રાખું છું.

શહેરીઓના પૈસા કમિટિના હાથમાં જશે; કરો અપાશે. આ બાબતની ચર્ચા અત્યારે ન કરવા મારી ભલામણ છે. કેળવણીના કાર્યને સંપૂર્ણતાએ શહેરીઓ પાર ઉતારે તો તેઓની સંપૂર્ણ જીત થયેલી હું તો માનીશ. તે કાર્યને પૂરૂં કર્યા પછી બીજી લડાઇમાં પડવું યોગ્ય ગણાશે. અત્યારે બીજી લડત ઉપાડતાં આ મોટામાં મોટા કાર્યને ધક્કો પહોંચવાનો સંભવ છે. વળી બીજાં કાર્યો ઉપાડતાં ઝેર વધવાનો સંભવ છે. કેળવણીનું કાર્ય પણ મીઠાશથી, ખળભળાટ થયા વિના ઉકેલી શકાય તેમાં શોભા છે. એ કારભાર સ્વતન્ત્ર રીતે શહેરીઓ ચલાવી શકે ને તેમાં ક્યાંયે બળાત્કારનો દશ્ય કે અદશ્ય રીતે ઉપયોગ કે દેખાવ ન થયો હોય તો એ દાખલો જેવોતેવો નહિ ગણાય.

## વેપારીઓની ચિન્તા

વેપારીઓ-ની ચિન્તા

એવું જોવામાં આવે છે કે વેપારીવર્ગ અત્યારે ગભરાઇ રહેલ છે. તેઓને લાગે છે કે ચાલુ લડતથી વેપારનું સત્યાનાશ વળશે. આ વિચાર બરોબર નથી લડત કંઇ પણ કે વેપારીઓની સામે નથી પણ વેપારને સારૂ છે. આજે વેપારીઓ સો રૂપીયાની પાછળ માત્ર પાંચ કમાય છે ને બાકીના તેઓ બહાર મોકલે છે. આ લડત સફળ થયે વેપારીઓ સોએ સો રૂપીયા પોતે રાખશે અથવા પાંચ પોતે રાખી પંચાણું ગરીબોનાં ઘરમાં રાખશે.

વેપારીઓએ માત્ર નિર્ભય બનવાની જરૂર છે; થોડી શ્રદ્ધા રાખવાની જરૂર છે ને થોડું સાહસ ખેડવાની જરૂર છે. સરકાર કંઇ વેપાર કરાવે છે તેવું નથી. સરકાર તો ગુલામી અને બહુ તો દલાલી કરાવે છે. જો એક હિન્દીને કરોડપતિ થવા દે છે તો તેની પાછળ

યૂરોપમાં સો કરોડપતિ બનાવે છે. આ સીધો હિસાબ જે વેપારી સમજે તે તો આ લડતમાં પૂરૂં ઝંપલાવે અને જો વેપારીવર્ગ પોતાનો પાઠ પૂરો બજવે તો લડતનો અન્ત વહેલો આવે ને તેઓ તથા દેશ શાન્તિથી પોતાનું કાર્ય કરતા થઈ જાય.

કાપડના વેપારીએ વધારેમાં વધારે હિમ્મત બતાવવાની રહી છે. વિલાયતી કાપડનો ને મીલના કાપડનો વેપાર છોડી તેઓએ વિશુદ્ધ ખાદીનો જ વેપાર કરવો જોઇયે. ખાદીનો વેપાર પણ પ્રામાણિકપણે ખૂબ ચાલી શકે છે; ને તેમાં સેંકડો પોતાની આજીવિકા મેળવે ને લોકકલ્યાણ થાય. વેપારી સચ્ચાઈ ન જ જાળવી શકે એમ તો માનવાનું કારણ નથી જ. અનુભવથી વેપારીઓ જોશે કે જો તેઓ પોતાના લોભની મર્યાદા બાંધે તો તેઓને અસત્યનો આધાર લેવાની કશી જરૂર નહિ પડે.

---

તા. ૧૨-૩-૧૯૨૨

# §પતંગનૃત્ય

લશ્કરી ખર્ચનો મુક્કો

હિન્દી સરકારના નવા વરસના બજેટમાં મીઠા જેવી ચીજ પરનો કર બમણો થયો અને જીંદગીની બીજી જરૂરી વસ્તુઓ પર એ કરના બોજા પડયા એ બીના ઉપર ચારેમેરથી આટઆટલા આ બધા નિષેધ અને ફિટકારના વર્ષાવ શા? આશ્ચર્ય બતાવાઈ રહ્યું છે કે લશ્કરી ખરચોને સારૂ બાસઠ કરોડ જેવડી રાક્ષસી રકમ રજૂ કરતાં હિન્દી સરકારના ખજાનચી સાહેબને મ્હોડાની માફી સરખી જરૂરી નથી ભાસી. હકીકત તો એ છે કે જે કર્યા વિના છૂટકો નથી તેને સારૂ માફી શી માગવી? પ્રજામાં પોતાપણાનું ભાન વધતું જાય તેમ તેમ તેની ઉપરના લશ્કરી બોજા વધાર્યે જ છૂટકો. હિન્દમાં નભાવવામાં આવતાં લશ્કરો હિન્દના રક્ષણને સારૂ છે શું? એ તો આ હતભાગી દેશને ચૂસી ખાનારા વેપારી અંગ્રેજોનો પાશ હિન્દને ગળે બળાત્કારે ઘાલવાને સારૂ છે. આ દીવા જેવું ઉઘાડું સત્ય છે. મૉન્ટેગ્યુ સાહેબે નિર્લજ્જ છતાં પ્રામાણિક રીતે એ કબૂલ કર્યું છે. બંગાળના વેપારી ચેમ્બરના નિવૃત્ત થતા પ્રમુખે આ વાત કબુલ કરી છે; મુંબઈના ગવર્નર સાહેબે પણ કરી છે. એ લોકને આપણી જોડે વેપાર કરવો છે, અને તે આપણને પોસાય તે શરતોએ નહિ, તેમને પોસાય તે જ શરતોએ. આ લશ્કરી ખર્ચનો મુક્કો આપણને ખુલ્લો મારવામાં આવે કે મોજાંવાળા હાથે મારવામાં આવે, પરિણામ એકનું એક જ છે. એ મોજાં તે આપણી ધારાસભાઓ છે. મુક્કો આપણને હળવો વાગે એ ખાતર મોજાંની પણ આપણે જ કિંમત આપવી રહી. સુધારા આપણી છાતી

વળગાડની જેમ દાબી રહ્યા છે. હજારો દોષોનો એ સુધારો ઢાંકપીછોડો કરે છે —લોહી શોષનારા મીઠાના કર જેવા દોષોનો સુદ્ધાં.

એમનું કહેવું છે, 'તમે જખ મારો છો; હિન્દુસ્તાનના અમે ધણી છીયે અને ધણી રહેવાના.' આપણને લાગે છે કે આપણું કલ્યાણ પણ બીજા શેમાં છે? આપણું એકબીજાનું એકબીજાથી રક્ષણ કરનાર બ્રિટિશ જાવદાંની શક્તિ આપણી વચ્ચે રહ્યા વગર આપણે આપસમાં લડીવઢી કપાઈ ન મરીયે? આમ આપણા સગા ભાઇઓને હાથે મરવાની બીકે આપણે ગુલામીમાં સુખ માનતાં શીખ્યા છીયે!

**હપતે હપતે સ્વાતન્ત્ર્ય!**

આવી કાઉન્સિલો અને વડી ધારાસભાઓના માયાવી બુરખા નીચે છૂપાયેલી કાતીલ આપખુદીની આણ નીચે રહેવા કરતાં કોઇ સિપાહીરાજની આણ નીચે રહેવું હજાર દરજ્જે બહેતર છે. આ તો હપતે હપતે મરવાનું છે, અને મોતનો ખરચ વધાર્યે જવાની વાત છે. અને જો આપણને જીવતર આટલું વહાલું છે તો પછી બહેતર છે કે તેમ આપણે સાફ સાફ કહી દઇયે, અને 'ધીમે ધીમે સ્વતન્ત્રતા મેળવી રહ્યા છીયે' એવો ડોળ કરવાને બદલે ઉઘાડી, બેશરમ આપખુદીને આપણે વશ થઇયે. હપતે હપતે સ્વાતન્ત્ર્ય મળ્યાં કદી સાંભળ્યાં છે? સ્વાતન્ત્ર્ય એ જન્મના જેવી ક્રિયા છે. જ્યાં સુધી આપણે સંપૂર્ણ સ્વતન્ત્ર નથી ત્યાં સુધી ગુલામ છીયે. જન્મમાત્ર એક ક્ષણમાં જ થાય છે.

**મહાસભાનો ડર**

મહાસભાનો આવડો ડર એ તુરત જન્મનારા સ્વાતન્ત્ર્યના ડર સિવાય બીજું શું છે? મહાસભા એક જીવતી જાગતી ભીષણ વ્યક્તિ થઇ પડી છે. એના પ્રાણ લીધે જ છૂટકો—કાયદેસર લેવાય કે બેકાયદે લેવાય તેની ફિકર નહિ. કોઇ ને કોઇ પ્રકારે પણ જો પ્રજાને પૂરતી થથરાવી મુકાય તો વળી પાછું એકાદ સૈકા સુધી નચિન્તપણે ચૂસવા ચરી ખાવાનું ચાલુ રહે. ખુદ હિન્દુસ્તાનના શરીરમાં એટલો વધુ વખત કશું ચૂસવા સરખું રહે કે નહિ, અગર તો દિનપ્રતિદિન વધતા જતા બોજા તળે પ્રજા આખી માખીઓની પેરે મરી ખૂટે એ જુદી વાત છે. માણસ નાળિયેર ખાવા બેસે છે ત્યારે કોપરાની દયા ખાવાનું એનું કામ નથી હોતું; વાટી કોતરીને પૂરી કરે છે એટલે કાચલી ગબડાવી મેલી પેટે હાથ ફેરવે છે. આપણને એમાં કશુંયે અજુગતું નથી દેખાતું. વેપારી પણ નિરાધાર ઘરાકને મૂંડવામાં પાછું વાળીને જોવાની જરૂર નથી ગણતો. એમાં નિષ્ઠુરતા વળી કેવી? હૃદય હોય ત્યાં દયાનિર્દયતાની વાત. હૃદય જ જ્યાં નહિ ત્યાં શી વાત? વેપારી બચ્ચો મૂંડાય તેટલું મૂંડે ને એક ઘરાક પૂરું થયે પાછો ફેરીએ નીકળે, એ જ વેપારની રીત.

વિનાશ કાળનું પતંગનૃત્ય

ધારાસભાવાળાઓ તેમનાં ભાડાં ને ભથ્થાંના ભૂખ્યા, પ્રધાનો તેમના પગારના ભૂખ્યા, વકીલો ફીના ભૂખ્યા, ફરીઆદીઓ હુકમનામાંના ભૂખ્યા, માબાપો પોતાના છોકરાઓને ઝટ નોકરીઓ મળે એવી કેળવણીના ભૂખ્યા, લખપતિઓ કરોડ કરવાના ભૂખ્યા, અને બાકીના સૌ કીડાની માફક ભલે રહેવાય પણ કચરાતાં અટકાવાય તો સારૂં એવી વૃત્તિથી બાવલી શાન્તિના ભૂખ્યા. આખું કુંડાળું પેલી મધ્યવર્તી ટોળીની ફરતું કુદડી ફરે છે. સૌ કોઇ કુદડીમાં ચકચૂર છે. તેમાંથી છૂટા પડવાની વૃત્તિ કોઇની નથી. અને તેથી જેમ જેમ કુદડી ફરનારાઓની ગતિ વધતી જાય છે તેમ તેમ ફરનારાઓનો હર્ષોન્માદ વધતો જાય છે. પણ આ નૃત્ય વિનાશકાળનું પતંગનૃત્ય છે અને તેનાં હર્ષ અને ઉન્માદ ઘડીભરમાં મરનારા દર્દીની તૂટતી નાડીઓના ઉછાળા છે.

એક માત્ર માર્ગ અહિંસા

આ નૃત્ય ચાલુ રહેશે ત્યાં સુધી દેશ ઉપરના ખરચના બોજા વધતા જ જવાના. અસહકારને લીધે આટલું બધું ખર્ચ કરવું પડ્યું છે એમ કહી અસહકારીઓની ધરખમ ખાંધ ઉપર એની જવાબદારી નાખવામાં આવે તો હું તાજુબ ન થાઉં. તેમને માટે તો એક જ માર્ગ છે. જે કંઇ વધારો થાય તે તરફ, ચિત્તને ક્ષોભ પામવા ન દેતાં પોતે સ્વીકારેલા ધર્મ ઉપર કાયમ રહીને શાન્ત વૃત્તિથી જોવું. એ બધું અટકાવવાનો, એ બધું અટકવાનો એકમાત્ર માર્ગ અહિંસા છે, કારણકે અહિંસાધર્મપાલનનો મોટામાં મોટો અંશ એ વાતમાં રહેલો છે કે જે વ્યવસ્થિત પશુબળના આયોજન ઉપર આ સરકારે પોતાનું આખું ચણતર ચણ્યું છે એ પશુબળની ભાગીદારીમાંથી પ્રજાએ નીકળી જતાં શીખવું. જો પશુબળને જ રસ્તે સરકારની બરોબરી કરીને આપણે એને હંફાવવા નીકળીશું તો તો આપણા વિરોધીના કરતાંયે વધુ મોટાં ખરચોના બોજામાં આપણે ઉતરવું પડવાનું. પેલા ચક્કરમાં કુદડી ફરનારા નર્તકોની તેમના આવી રહેલા અન્તકાળને વિષે કદાચ આપણે આંખ ન ઉઘાડી શકીયે, તોપણ પ્રજા, જે આજે તેમાં ભાગ લઇ રહી છે અને કહેવાતી સુલેહશાન્તિને ખાતર પોતાની સ્વતન્ત્રતા અને આઝાદીને વેચી રહી છે તેને તો આપણે અલબત્ત સમજાવી શકીયે. આમ કરવાનો માર્ગ એ જ છે કે સ્વતન્ત્રતા મેળવવાનો એકમાત્ર માર્ગ અહિંસા—ગુલામને માથે લદાયેલી ફરજીયાત અહિંસા નહિ પણ શૂરાની, આઝાદની સ્વેચ્છાપ્રેરિત અહિંસા—જ છે એ વાત આપણે પ્રજાને ઠસાવીયે.

---

# જો હું પકડાઉં—

**પકડાવાની અફવા**

મારા પકડાવાને વિષે વળી બૂમ ઉઠી છે. સરકારે ઠરાવ્યા મુજબ ગઇ ૧૧મી કે ૧૨મી ફેબ્રુઆરીએ મને ન પકડવામાં આવ્યો એ કેટલાક સરકારી અમલદારોની દૃષ્ટિએ સરકારની મોટી ભૂલ થઇ. તેમના અભિપ્રાય મુજબ બારડોલીના નિર્ણયની સરકારે નક્કી કરેલા કાર્યક્રમ ઉપર અસર પડવા દેવી જોઇતી નહોતી. એમ પણ કહેવામાં આવે છે કે મને પકડીને દેશપાર કરી દેવા સારૂ વિલાયતમાં કેટલાકોએ જે ઉપાડો લીધો છે તેની સામે સરકારથી હવે વધુ ઝીક ઝલાય તેમ નથી. મને પોતાને પણ લાગે છે કે જો સરકાર લોકો પાસે કાયદાના વ્યક્તિગત અગર સામુદાયિક ભંગ કાયમને માટે છોડી દેવડાવવા માગતી હોય તો મને ન પકડવાની હઠ ધરીને પણ સરકાર શું કરે ?

**ચોમેર હિંસાવૃત્તિ**

બારડોલીમાં મહાસભાની કારોબારી સમિતિને સવિનય ભંગ મુલતવી રાખવાની સલાહ મેં એટલા સારૂ આપી કે એવો સવિનય ભંગ સવિનય રહેત નહિ, અને આજે હું બધા પ્રાન્તિક કાર્યકર્તાઓને પણ વ્યક્તિગત સવિનય ભંગ સિફ્રે હાલ મુલતવી રાખવાની જે સલાહ આપી રહ્યો છું તે પણ એટલા જ સારૂ કે એવો કોઇ પણ ભંગ અત્યારે સવિનયી નહિ પણ અવિનયી જ થઇ પડે એ હું જાણું છું; અને શાન્તિનું વાતાવરણ એ તો સવિનય ભંગનો શ્વાસોચ્છ્વાસ છે.

દેશમા આજે ચોમેર અશાન્તિ અને હિંસાવૃત્તિ ફેલાઇ છે અને ચૌરીચૌરા જેવાં રમખાણો ફરી ન થવા દેવા ખાતર સંયુક્ત પ્રાન્ત જેવાની સરકારને વધારાની પોલીસ રાખવી પડી છે એ મારા જેવાને સારૂ તો મોટી ભોંઠપની વાત છે. હું નથી કહેતો કે જે જે અત્યાચારો બન્યાનું કહેવામાં આવ્યું છે તે તે બધું જ બન્યું છે, પણ એ પ્રાન્તના કેટલાક ભાગોમાં અશાન્તિ અને હિંસાની વૃત્તિ વર્તી રહી છે એને લગતો જે બધો પુરાવો રજૂ થયો છે તે તરફ કોઇ રીતે આંખ મીંચાય તેમ નથી. દાખલા તરીકે પં૦ હૃદયનાથ કુંઝરૂ જેવાને મારી જોડે ગમે તેવા રાજદ્વારી મતભેદ હોય તોપણ તેમને હાથે ઇરાદાપૂર્વક ખરાનું ખોટું થાય એમ હું ન માનું. હું એમને જાહેર કામોમાં એક ભારે બાહોશ કાર્યકર્તા ગણું છું. એઓ સ્હેજે પ્રવાહમાં તણાય એવા નથી. તેથી એમના જેવો માણસ ઉઠીને જ્યારે કંઇક કહેવા લાગે છે ત્યારે તરત મારૂં લક્ષ તે તરફ ખેંચાય છે. આથી તેમના સરકારપક્ષી વલણ સામું જોઈ તેમની ન્યાયબુદ્ધિને ગમે તેટલી ખરડાયેલી ગણીયે તોપણ ચૌરી-

ચૌરાના હત્યાકાંડ ઉપરનો તેમનો અહેવાલ બકવાદ ગણી નાખી દઇ શકાય તેમ નથી. તેમ સંયુક્ત પ્રાન્તના લોકોની તોફાની વૃત્તિ અને નાદાનીભરી અરાજકતાનું ધ્યાન આપનાર જમીનદારો તેમજ બીજાઓ તરફથી મને મળેલા કાગળો તરફ પણ હું દુર્લક્ષ કરી શકું નહિ. બંગાળી મહાસભાસમિતિના મન્ત્રીનો પણ ત્યાંની હકીકતનો અહેવાલ મારી સામે પડ્યો છે, અને એ જો સાચો હોય તો એટલું ખુલ્લું છે કે જોકે સરકારી અમલદારો તો પાગલ બન્યા જ અને ગુસ્સામાં આંધળા બનીને પોતાનું ભાન ભૂલ્યા, પણ આપણે નિર્દોષ રહ્યા નથી. સ્વયંસેવકોના સરઘસમાં વિનય નહોતો. સૌ પહેલાં તો આપસમાં તીવ્ર મતભેદ થયા છતાં તે કાઢવામાં આવેલું, અને જોકે તેમાં એકઠા થયેલા લોકોનું વલણ તોફાની નહોતું છતાં એ આખા સરઘસનો જુસ્સો નિઃસંશય તોફાની હતો. આપણા હેતુની દૃષ્ટિએ તદ્દન બીનજરૂરી અને આપણા સવિનય ભંગના શુકન તરીકે ભાગ્યે જ શોભે એવો આપણી કમજોરીનો એ એક બેહૂદો દેખાવ હતો. અમલદારો આ બધું છતાં વધુ સારા વલણથી સરઘસ જોડે કામ લઇ શકત. સ્વરાજના વાવટાની બાબતમાં તેમણે દખલ કરવી નહોતી જોઇતી, શહેરચોરાને શહેરની મિલકત ગણીને તેનો ઉપયોગ શહેરી મંડળની પરવાનગીથી મહાસભાની ઓફિસ તરીકે મહિનાઓથી થતો આવ્યો હતો એ સામું જોઇએ તેવો ઉપયોગ ચાલુ રહેવા દેવા સામે વાંધો નહોતો લેવો જોઇતો એ બધું સાચું; પણ અમલદારવર્ગને તો સાદી સમજણ અગર સામાન્ય વ્યવહારબુદ્ધિનું શ્રેય સુદ્ધાં આપતા આપણે કેટલાડાના બંધ થયા છીએ. ઉલટું એમની તરફથી તો નરી આપખુદી અને હિંસા સિવાય બીજા કશાની જ આશા કરતા નથી એટલા સારૂ તો આજે આપણે એમની સામે ઉઠયા છીએ. અને આમ જો અમલદારો તરફથી બાજુું કશું જ પ્રગટે એમ નથી એમ આપણે જાણતા હતા તો આપણું કામ હતું કે એવાં ઉશ્કેરણી ઉભી કરે તેવાં સરઘસો કે દેખાવો કાઢવામાં ન પડવું. સંયુક્ત પ્રાન્તની સરકાર 'કાગનો વાઘ' કરી રહી છે, અમલદારવર્ગ આખાનું ચૌરીચૌરાના હત્યાકાંડથી ચડી વાગ્યું છે, એ બધી દલીલ આપણે માટે નવું એવું કશું જ નથી. મારો મુદ્દો એટલો જ છે કે આપણે એમને કશું બહાનું સરખું નથી આપ્યું એવો દાવો કરી શકવાની હવે આપણી સ્થિતિ ન રહી.

સવિનય ભંગથી ન ડરાય

આમ સવિનય ભંગ મુલતવી રહ્યો છે તે આપણા પોતાના દોષના પ્રાયશ્ચિત્ત તરીકે. પણ જો દેશનું વાતાવરણ સ્વચ્છ થઇ જાય, જો 'સવિનય' પદનું મહત્ત્વ લોકોને હૈયે પૂરેપૂરૂં ઠસી જઇને મન વર્તન બન્નેથી તેઓ અહિંસક બની જાય, અને ત્યારે પણ સરકાર પ્રજાની ઇચ્છાને માન આપતી નથી થઇ એવું જો હું

જોઇશ તો ત્યારની જરૂર મુજબ વ્યક્તિગત અગર સામુદાયિક સવિનય ભંગની હિમાયત કરનાર હું સૌમાં પહેલવહેલો હોઇશ એ વિષે મારા મનને છાંટાભાર શંકા નથી. જ્યાં સુધી હિન્દુસ્તાનની પ્રજા પોતાનો જન્મસિદ્ધ હક છોડી દેવાની ઇચ્છા જાહેર ન કરે ત્યાં સુધી એ ધર્મમાંથી છૂટી શકાય તેમ નથી.

સવિનયભંગ અને અંગ્રેજો

અંગ્રેજ લોક જેઓ જન્મથી જ લડવૈયા છે તેમનામાંથી લોકોને જ્યારે હું સવિનય ભંગની લડતને વખોડતાં અને કેમ જાણે તે કોઇ આસુરી ગુન્હો હોય તેમ પૂરી કડકાઇથી તેની ખબર લઇ નાખવાની હિમાયત કરતા જોઉં છું ત્યારે મને તેમની પ્રામાણિકતાને વિષે સાચે જ શંકા જાય છે. સશસ્ત્ર બળવાઓની બંદીજન બની જે પ્રજા આટલા કાળ તેનાં ગુણગાન કરતી આવી છે અને જેણે જાતે યોગ્ય પ્રસંગોએ એ જ માર્ગની ઉપાસના કરી છે તે જ પ્રજામાંના અનેક લોક નિઃશસ્ત્ર અને અહિંસાભારી શાન્ત સવિનય ભંગની લડતના વિચાર સરખાની આજે આટલા વિરૂદ્ધ શા સારૂ ? હિન્દુસ્તાન જેવા દેશમાં સંપૂર્ણ અહિંસાનું વાતાવરણ એ ખરૂં જોવા જઇયે તો અસંભવિત વસ્તુ છે એ એમની દલીલ હું સમજી શકું છું. હું પોતે એવું માનતો નથી, પણ એવો વાંધો આણનારની દલીલમાં હું વજુદ ગણું. પણ સવિનય ભંગનો સિદ્ધાન્ત જ કેમ જાણે કોઇ મહાઅનીતિની વસ્તુ હોય તેમ તેની સામે સૌએ ભેગા મળીને મંડાવું એ સ્થિતિ મારી કેવળ સમજબહારની થઇ પડે છે. સવિનય ભંગના સિદ્ધાન્તનો પ્રચાર કરતો હું બંધ પડું એવી અપેક્ષા કરવી એ મને શાન્તિનો અને અહિંસાનો પ્રચાર કરતો અટકવાનું, ટૂંકમાં આપઘાત કરવાનું કહેવા બરોબર છે.

મારાં છાપાં બંધ કરે ?

મને કહેવામાં આવે છે કે હવે સરકાર જે ત્રણ છાપાંઓ 'યંગ ઇન્ડિયા' 'નવજીવન' અને 'હિન્દી નવજીવન' હું ચલાવી રહ્યો છું તેનો નાશ કરવાની પેરવી કરી રહી છે. મને ઉમેદ છે કે આ અફવાને પણ કશો જ આધાર નથી. મને લાગે છે કે આ ત્રણે છાપાંઓ દ્વારા શાન્તિ અને સદ્ભાવના સતત આગ્રહ સિવાય બીજા કશાનો જ પ્રચાર થતો નથી એવો દાવો હું કરી શકું. વાચકવર્ગ આગળ મારી સમજણ મુજબ સત્ય અને કેવળ સત્ય સિવાય બીજું કશું જ ન મુકવાની અસાધારણ કાળજી રખાય છે. ગફલતથી થતો દરેક દોષ અગર અવાસ્તવિક શબ્દ તાબડતોબ કબૂલ કરવામાં અને સુધારી લેવામાં આવે છે. ત્રણે છાપાંઓની ઘરાકી દિનપ્રતિદિન વધતી જાય છે. ચાલકો અને કાર્યકર્તાઓ બધા સ્વયંસેવકો છે, જેમાંના કેટલાક બિલકુલ પૈસા લીધા વગર તો કેટલાક કેવળ ખરચજોગું લઇને કામ કરી રહ્યા

છે. જે કંઇ નફો રહે છે તે બધાનો કાં તો એક કે બીજા રૂપમાં ગ્રાહકોને લાભ મળે જ છે, અગર તો કોઇ ને કોઇ રચનાત્મક જાહેર પ્રવૃત્તિમાં તે ખરચાય છે. આવાં આ છાપાં બંધ થાય તો મને સ્હેજ દુઃખ પણ ન જ થાય એમ તો હું કેમ કહું ? પણ સરકારનો તેવું કરવાનો ઇરાદો હોય તો તેને માટે તો એના જેવી સહેલી બીજી એકે વસ્તુ નથી. ત્રણે છાપાંના મુદ્રક અને પ્રકાશકો બધા મારા મિત્રો કે સાથીઓ જ છે. અમારી વચ્ચે એવો કોલ છે કે જે ઘડીએ સરકાર છાપાંઓ માટે જમાનત માગે તે જ ઘડીએ છાપાં બંધ કરવાં અને હું આ છાપાં ચલાવી પણ એ જ ભરોંસે રહ્યો છું કે મારી પ્રવૃત્તિઓ તરફ સરકાર ભલે ચાહે તે નજરે જોતી હોય તોપણ તે મને એટલું શ્રેય તો આપે જ છે કે આ છાપાંઓ દ્વારા મારી સમજણ અનુસાર શુદ્ધમાં શુદ્ધ અહિંસા અને સત્ય સિવાય બીજા કશાનો પ્રચાર હું કરતો નથી.

હું પકડાઉં ત્યારે—

પણ સરકાર મને પકડે કે ન પકડે અગર તો સીધે કે વાંકે બહાને તેઓ ત્રણે છાપાં બંધ કરે તોપણ મને આશા છે કે પ્રજા એથી ખળભળી ઉઠશે નહિ. મને પકડવાથી દેશ આખામાં ભડકા ઉઠે અને ચારે દિશાએ ખૂનામરકી વર્તી રહે એ બીકે સરકાર મને પકડતા અચકાય એ સ્થિતિ મારે મન કશા સુખ કે અભિમાનની નહિ પણ શરમ અને ભોંડપની છે. એવું થાય તેમાં મારા અહિંસાના પ્રચાર ઉપર પાણી ફરે અને મહાસભા તેમજ ખિલાફતનાં મંડળોનાં અહિંસાનાં પ્રતિજ્ઞાપત્રોની હાંસી થાય. ખરેખર, એથી તો એકો બળવો કરવા હિન્દુસ્તાન તૈયાર નથી એમ જ સિદ્ધ થાય, નોકરશાહીની એમાં જીત થાય અને આપણા મૉડરેટ મિત્રોની અહિંસાત્મક સવિનય ભંગ કરવાને હિન્દુસ્તાન કોઇ દિવસ તૈયાર થઇ શકે જ નહિ એ દલીલ જ આખરે સાચી ઠરે. તેથી હું ઉમેદ રાખું છું કે મહાસભા તેમજ ખિલાફત મંડળના એકેએક કાર્યકર્તા સરકાર તેમજ તેને ટેકો આપનારાઓની બીકને સદંતર જૂઠી પૂરવાર કરી આપવા એકે પ્રયત્ન બાકી રાખશે નહિ. હું ખોળાધરી આપું છું કે આવો સંયમ બતાવીને આપણે આપણા ત્રિવિધ ધ્યેય તરફ ગાઉના ગાઉ ગતિ કરી લઇશું.

તેથી જો હું પકડાઉં તો કોઇ પણ જગાએ હડતાળ ન પડવી જોઇયે, સરઘસો અને ખૂમરાણો ન થવાં જોઇયે. મારી પાછળ આખી પ્રજા નમૂનેદાર શાન્તિ જાળવી રાખે એને જ હું મારા દેશબન્ધુઓએ મને આપેલું મોટામાં મોટું માન સમજું.

છતાં મારા આત્માને ભારેમાં ભારે આનંદ તો એથી થાય કે મારી પાછળ મહાસભાનું કાર્ય ઘડિયાળના જેટલું નિયમસર અને પંજાબ મેલના જેટલા ઝડપથી ચાલે જેમણે હજુ પરદેશી કાપડનો ત્યાગ નથી કર્યો તેઓ કરે અને તેવાં કપડાંની હોળી કરે. લોકો બારડોલીમાં ઘડાયેલા આખા રચનાત્મક કાર્યક્રમને પૂરો કરવામાં પરોવાઇ જાય. આટલું પ્રજા કરે તો તેઓ મને અને બીજા કેદીઓને છોડાવે, એટલું જ નહિ પણ સ્વરાજ સ્થાપના પણ કરે અને ખિલાફત અને પંજાબના ઘા રૂઝાવે. અહિંસા, હિન્દુ-મુસલમાન--શીખ--પારસી-ખ્રિસ્તી-યહુદી એકતા, અસ્પૃશ્યતાના મેલનું નિવારણ અને પરદેશી કાપડનો વાળીચોળીને ત્યાગ કરી તેની જગાએ શુદ્ધ હાથકંતામણ અને હાથવણાટની ખાદીનો ઉપયોગ—એ સ્વરાજમન્દિરના ચાર સ્તંભ છે એ વાત પ્રજા અહોનિશ ગોખે.

પ્રજાનો પણ તેમની વચમાંથી મને સરકાર ઉપાડી જાય તેમાં લાભ નથી એમ નથી. સૌ પહેલું તો જે લોકો મારામાં દૈવતાઇ શક્તિ છે એવું માનનારા છે તેમનો ભ્રમ ટળશે. બીજું, લોકોએ મારા આગ્રહની ખાતર જ અસહકારનો કાર્યક્રમ સ્વીકાર્યો છે, એમાં પ્રજાને પોતાને સ્વતન્ત્ર આસ્થા નથી, એવું જેઓ માનનારા છે તેઓ પણ ખરી સ્થિતિ જોશે. અને ત્રીજું, ખુદ હાથ ધરેલો કાર્યક્રમ ઘડી આપનાર વ્યક્તિ પોતાની વચ્ચેથી ચાલી જવા છતાં ચાલુ કરેલી પ્રવૃત્તિ આગળ ધપાવ્યે જવાની શક્તિ બતાવી આપીને આપણે સ્વરાજ માટેની લાયકાત સિદ્ધ કરી આપી શકીશું. ચોથું, અને સ્વાર્થનો વિચાર કરું તો, એ થશે કે મને નીરાંતે શારીરિક આરામ લેવાની તક મળશે, જેને માટે પ્રજા પાસે હું કદાચ હકદાર છું.

---

## ૬ અહિંસા

**અહિંસા એટલે શું?**

જે માણસ અહિંસાવ્રત પાળવાનો દાવો કરે તેનાથી પોતાનું અહિત કરનાર ઉપર પણ ગુસ્સે ન થવાય. તે તેનું બુરૂં ન ઇચ્છે, ભલું ઇચ્છે; એને ગાળ ન દે કે તેના ઉપર હાથ ન ઉપાડે. સામેનો માણસ જે કંઈ ઇજા કરે તે પોતે સહન કરે. આમ અહિંસાવ્રત પાળનાર તદ્દન નિર્દોષ રહે. કોઇ પણ સજીવ વસ્તુ પ્રત્યે વેર ન હોય તેનું નામ શુદ્ધ અહિંસા. આથી જીવ જંતુ પશુ સુદ્ધાં પ્રાણીમાત્રને અભયદાન મળે છે. આપણી હિંસકવૃત્તિ તૃપ્ત કરવાને પ્રાણીઓને પેદા કરવામાં નથી આવ્યાં,

જો આપણે ઇશ્વરની લીલા કળી શકતા હોઇયે તો તો આ સૃષ્ટિમાં તેઓનું સ્થાન ક્યાં છે એ ઘણુંયે સમજાય. પ્રાણીમાત્ર વિષે શુભેચ્છા રાખવી એ અહિંસાનું સક્રિય રૂપ છે. તે શુદ્ધ પ્રેમ છે. હિન્દુ ધર્મશાસ્ત્રો, બાઇબલ કે કુરાન દરેકમાંથી મને એ જ મળે છે.

અહિંસા એ સંપૂર્ણ દશા

અહિંસા એ સંપૂર્ણ દશા છે. જાણ્યેઅજાણ્યે પણ મનુષ્યમાત્ર સ્વભાવતઃ આ દિશામાં જ જાય છે. માણસ જ્યારે નિર્દોષતાની મૂર્તિ રૂપ બને છે ત્યારે તે દેવ નથી થઇ જતો. ત્યારે જ તે ખરો મનુષ્ય બને છે. ચાલુ સામાન્ય દશામાં આપણે નરપશુ છીયે. ઠીક સામે ધોલ મારવી તેને આપણે અજ્ઞાનમાં અને ઘણી-વાર તો અહંકારથી મનુષ્યજાતિનો ધર્મ ગણીયે છીયે અને તેને માટે ગુસ્સાને પોષીયે છીયે; 'જૈસે કો તૈસા' એ આ લોકનો કાયદો છે એમ માની આપણી જાતને ફોસલાવીયે છીયે. પણ ખરી રીતે તો એવું વર્તન રાખવાની શાસ્ત્રે માત્ર છૂટ જ રાખી છે, એ ફરજરૂપ છે એવું કોઇ શાસ્ત્રમાં કહ્યું નથી. ધર્મ તો સંયમ પાળવાનો—સબરનો કહ્યો છે. વેર વાળવું એ તો સ્વચ્છન્દ છે, તેથી તેને માટે ઘણા પ્રતિબન્ધોની જરૂર ગણાઇ છે. અન્તિમ સંયમ સિવાય સંપૂર્ણતા અપ્રાપ્ય છે, એટલે સહનશીલતા—સબર માણસજાતિનો ધર્મ છે.

આપણું ધ્યેય તો હમેશ આપણાથી દૂર ને દૂર ખસતું જાય છે. જેમ જેમ આપણે આગળ વધતા જઇયે છીયે તેમ તેમ આપણી ત્રૂટીઓનું આપણને વિશેષ ભાન થતું જાય છે. પુરુષાર્થમાં જ આનન્દ છે, પ્રાપ્તિમાં નથી. પૂર્ણ પુરુષાર્થ એ પૂરો વિજય છે.

એટલે અહિંસાની પરિપૂર્ણ દશાથી હું કેટલો વેગળો છું એનો મને દીવા જેવો ખ્યાલ છે છતાં મારા જીવનનું સાર્થક હું પ્રેમમય થવામાં ગણું છું અને હું પાછો પડીશ તેમ તેમ ઉલટો વધારે બળપૂર્વક પ્રયત્ન કરીશ.

મહાસભાની અહિંસા

પણ મહાસભા કે ખિલાફત કમિટી દ્વારા હું આ શુદ્ધ અહિંસાનો પ્રચાર કરતો નથી. મારી પોતાની અયોગ્યતાનું મને બરોબર ભાન છે. હું જાણું છું કે એવો પ્રયત્ન કરવા બેસું તો તે જરૂર નિષ્ફળ નીવડે. આખી પ્રજાનાં સ્ત્રીપુરુષ ઘડીકમાં એ વ્રતનું પાલન કરતાં થઈ જાય એવી આશા રાખવી એ આ વ્રતના રહસ્યનું અજ્ઞાન સૂચવે છે. પણ આપણા દરદનો જે ઉપાય તેમાંથી મને જડ્યો છે તેનો ઉપદેશ હું મહાસભા દ્વારા કરૂં છું. મહાસભા અને ખિલાફત મંડળે તો માત્ર તે સિદ્ધાન્તનો એક અંશ જ લીધેલ છે. અહિંસાતત્ત્વના આટલા અંશને આખા

પ્રજાસમૂહમાં થોડા વખતમાં વ્યાપક કરી શકાય તેમ છે. ફક્ત કામ કરનાર પ્રામાણિક હોવા જોઇયે. પણ આ અંશમાંયે શુદ્ધ અહિંસાના બધા ગુણ તેના પ્રમાણમાં હોવા જોઇયે. આખા તળાવના પાણીનું કે એક ટીપા જેટલા પાણીનું પૃથક્કરણ કરીયે તોપણ પરિણામ તો એક જ આવે. મારા ભાઇ પ્રત્યેની મારી અહિંસાની ભાવના એક જાતની અને વિશ્વ પ્રત્યેની ભાવના બીજી જાતની એમ ન હોઇ શકે. આખા વિશ્વ પ્રત્યે હું ભ્રાતૃભાવ ધારણ કરૂં ત્યારે પણ ભ્રાતૃભાવનું રૂપ તો તે જ રહેવું જોઇયે.

**વ્યાવહારિક અહિંસાવ્રત**

અમુક કાળ કે સ્થળને વિષે જ આપણે અમુક વર્તન નક્કી કરીયે ત્યારે તે વ્યવહારનીતિ કહેવાય. એટલે સર્વ સ્થળે ને સર્વ કાળે તેજ વર્તન એ શાશ્વતનીતિ થઇ. વ્યવહાર તરીકે પ્રામાણિકતા પાળવામાં આવે કે ધર્મ તરીકે તે એના ગુણમાં તફાવત ન હોય. વ્યવહાર પૂરતું જ પ્રામાણિકપણું જાળવનાર વેપારી જે ભાવ લે તે જ ધર્મ માનીને પ્રામાણિક રહેનાર લે. આ બેમા ફેર માત્ર એટલો જ કે વ્યવહારદષ્ટિએ સાચ જાળવતો હોય તે માણસ જ્યારે તે રસ્તે નફો ન દેખે ત્યારે તેનો ત્યાગ કરે, જ્યારે પેલો ધર્મ માનનાર પોતાનું સર્વસ્વ જાય તોપણ પ્રામાણિકતા ન છોડે. અસહકારીઓએ રાજદ્વારી દૃષ્ટિએ અહિંસાવ્રત સ્વીકાર્યું છે, પણ જો આપણે તપાસવા બેસીયે તો થોડા જ તે કસોટીમાંથી પાર ઉતરે. આને લીધે જ લડત લંબાય છે. અંગ્રેજના વજ્ર જેવા સ્વભાવનો દોષ કાઢવો નકામો છે. પ્રેમની ભઠ્ઠી શાબૂત કાંકાંબાવડાંની વજ્રસમી કઠણતાને પણ પીગાળે એવો એનો પ્રભાવ છે. મારો આ મત કોઇ ફેરવી શકે તેમ નથી, કારણકે મને તેની સત્યતાનો અનુભવ છે. અંગ્રેજ કે બીજું કોઇ વશ ન થાય ત્યારે એમ સમજવું કે પ્રેમજ્યોતિ પ્રગટયો નથી અથવા તેનું તેજ ઓછું છે.

શક્તિમાન માણસ બળપૂર્વક અહિંસા બતાવે એવી આપણી અહિંસા ન હોય તે સમજાય, પણ તેમાં સચ્ચાઇ તો હોવી જ જોઇયે. જો આપણો અસહકાર અહિંસાત્મક હોય તો જ્યાં સુધી તે કાયમ રહે ત્યાં સુધી અંગ્રેજનું કે સહકારી હિન્દી ભાઇનું બૂરૂં આપણાથી ન જ ઇચ્છાય. પણ આપણામાંથી મોટા ભાગે બૂરૂં ઇચ્છ્યું છે. નબળાઇને લીધે બૂરૂં કરતા અટક્યા છીયે અથવા સબળ હોવા છતાં શારીરિક ઇજા ન પહોંચાડી એટલે વ્રત પાળ્યું એવી ભ્રમણામાં રહ્યા છીયે. આપણું વ્યાવહારિક અહિંસાનું વ્રત ભવિષ્યમાંયે વેર લેવાનો રસ્તો બંધ કરે છે. દુર્ભાગ્યે આપણામાંના કેટલાક વેર લેવાનું માત્ર મુલતવી જ રાખ્યું હોય એમ દેખાય છે.

પણ મારા આ કથનનો અનર્થ ન થાય એમ હું ઇચ્છું છું. આપણે વ્યાવહારિક અહિંસા ધારણ કરી છે તે નિષ્ફળ ગઇ જાણી તેનો ત્યાગ કરીયે ત્યારે પણ વેર ન લઈ શકાય એમ કહેવાનો મારો આશય નથી. પણ જો આપણે લડતમાં વિજય મેળવીયે તો લડતનો અન્ત આવ્યા પછી વેર વાળવાની વાત જ આપણાથી ન થઇ શકે, તેવા જ્યા સુધી આપણે અહિંસાવ્રતને આપણા આયુધ તરીકે રાખ્યું છે ત્યાં સુધી અંગ્રેજ અમલદારો કે સહકારીઓ તરફ મિત્રભાવ સાચવવા આપણે બંધાયેલા છીયે. અંગ્રેજોને કે જાણીતા સહકારીઓને હિન્દુસ્તાનના કોઇ કોઇ ભાગમાં ફરવું સહીસલામત નથી એમ મેં સાંભળ્યું ત્યારે મારી શરમનો પાર ન રહ્યો. મદ્રાસમાં ભરાયેલી સભામાં આપણને લજવે એવો તાજેતરનો કિસ્સો બન્યો છે. તેમાં તો અહિંસાને સીકે જ મુકી જણાય છે. તે સભામાં જે પ્રમુખ હતા તેણે મારૂં અપમાન કર્યું એવા ખ્યાલથી જે લોકોએ હોહા કરી ભાષણમાં ભંગ કરાવ્યો તેમણે પોતાની જાતને અને પોતાના નાતિને હલકા પાડયાં એમ હું માનું છું. તેઓએ પોતાના મિત્ર અને મદદગાર એવા મિ. ઍન્ડ્રુઝના હૃદય ઉપર જખમ કર્યો. તેઓએ પોતાના જ હિતને નુકસાન પહોંચાડયું છે. પ્રમુખને લાગતું હોય કે હું લુચ્ચો છું તો તેમ કહેવાનો તેને પૂરેપૂરો હક હતો. કોઇ માણસ અજાણમાં કંઇ કરે તો તે ચીડવવાને કરે છે એમ અર્થ ન થાય. પણ અસહકારીએ તો બારે પજવણી થાય તે પણ સહન કરવાનું પણ લીધું છે. હું લુચ્ચાઇ કરૂં ત્યારે જરૂર ચીડ ઉપજવા જેવું કરૂં. હું લુચ્ચાઇ કરૂં તો દરેક અસહકારી તેટલા ઉપરથી અહિંસાવ્રતમાંથી મુક્ત થાય અને કોઇ અસહકારી મારો જીવ લે તેમાં તે બિલકુલ તકસીરવાન ન ગણાય એ મને કબૂલ છે.

આવી મર્યાદિત અહિંસાની ભાવનાનો પ્રચાર કરવો એ પણ ઘણાખરા કિસ્સામાં અશક્ય હોય એ બનવાજોગ છે. શત્રુને નુકસાન ન કરવા છતાં સ્વાર્થને ખાતર પણ તેનું બુરૂં ન ઇચ્છવું એ અશક્ય હોઇ શકે. તો પછી સત્યને ખાતર આપણી લડતમાંથી અહિંસાની વાતને જાહેર રીતે પડતી મુકવી જોઇયે. અહિંસાના બંધનમાંથી છૂટયા એટલે તરત જાનમાલ ઉપર હાથ ઉપાડવાનો જ રસ્તો રહ્યો એવું નથી. પણ પછી લોકોને અહિંસાની તાલીમ લેવાની ફરજ નહિ રહે અને મારા જેવાને ચૌરીચોરાના હત્યાકાંડની જવાબદારી ઉઠાવવાપણું નહિ રહે. ત્યારે પણ મર્યાદિત અહિંસાને માનનારા ખૂણે પડયા પોતાનું કાર્ય કર્યે જશે અને તે વખતે આજની માફક જવાબદારીનો ભારે બોજો તેમના ઉપર નહિ હોય.

પણ જો વ્યાવહારિકને જ પ્રજા કાયમ રાખે તો દેશની તેમજ જનસમાજની આબરૂને ખાતર તેનું સંપૂર્ણ પાલન કરવા આપણે બંધાયેલા છીએ.

અહિંસાની કસોટી

અને અહિંસાના વ્યવહારનો અમલ કરવાની આપણી ઇચ્છા હોય, તેમાં આપણી શ્રદ્ધા હોય તો આપણે વેળાસર અંગ્રેજો અને સહકારી સાથેનો સંબન્ધ સુધારી નાખવો જોઇએ. આપણે તેઓનું પ્રમાણપત્ર મેળવવું જોઇએ. તેઓ ગમે ત્યાં જાય ત્યાં આપણા તરફથી કોઇ જાતના ભયનું તેમને કારણ નથી અને વિચારમાં ને રાજદ્વારી બાબતમાં આપણે તદ્દન ભિન્ન મતના હોવા છતાં મિત્ર જ છીએ એવો તેમનામાં વિશ્વાસ પેદા કરવો જોઇએ. તેમને અતિથિ તરીકે આપણી સભાઓમાં આપણે આદર આપવો જોઇએ. તટસ્થ કાર્યોમાં તેમના સાથી પણ થઇએ અને એવા પ્રસંગ આપણે ઉભા કરવા જોઇએ. આ પણ અહિંસામાંથી હિંસા, તિરસ્કાર ને કડવાશ ઉત્પન્ન ન થવાં જોઇએ. અન્ય મનુષ્યોની માફક આપણી કસોટી પણ આપણા કાર્ય ઉપરથી જ થશે. શાન્તિ વડે સ્વરાજ મેળવવું એટલે તે ચલાવવું પણ શાન્તિ વડે. તેમ થવા સારૂ સત્તાના બળ વિના કાયદાનું પાલન કરવાની ટેવ હોવી. જોઇએ હિન્દ અને આયર્લંડ વચ્ચે ભેદ છે એમ મિ ચર્ચિલ કહે છે તે બરોબર છે, કારણ કે તે શરીરબળને જ ઓળખે છે. તેના કહેવાનો અર્થ એ થાય છે કે આયર્લંડે શરીરબળથી સ્વરાજ મેળવ્યું છે એટલે જરૂર પડે તો તે જ બળથી તે તેનું બચાવે. પણ હિન્દુસ્તાન શાન્તિના પ્રયોગે ખરેખાત સ્વરાજ મેળવે તો તેનો બચાવ પણ મુખ્યત્વે એ જ રીતે કરવો જોઇએ; અને હિન્દ જ્યાં સુધી આ વાત અખતરો કરી સિદ્ધ ન કરી આપે ત્યાં સુધી મિ. ચર્ચિલને તે વાત અશક્ય લાગે એમાં નવાઇ નથી. રાજદ્વારી બાબતમાં લોકો શાન્તિની કદર કરતા ન થઇ જાય એટલે કે હાલ લશ્કરની સત્તાને તાબે વરતે છે તેને બદલે નૈતિબળને એટલે પ્રજામતને વશ થતાં ન શીખે ત્યાં સુધી અહિંસાના અખતરો અશક્ય છે.

એટલે શાન્તિ વડે સ્વરાજ મેળવતાં અંધાધુંધી અને અરાજકતાને સ્થાન જ નથી. અહિંસાને માર્ગે મળેલું સ્વરાજ એટલે દિનપ્રતિદિન ફેલાતા શાન્તિના સામ્રાજ્યથી થયેલ મહાન પરિવર્તનનું ફળ. ચાલુ સરકારના હાથમાંથી પ્રજાના પ્રતિનિધિઓને સત્તા સોંપવાની ક્રિયા સારી રીતે તૈયાર કરેલ જમીનમાં ઉગેલા ઝાડ ઉપરથી પરિપક્વ ફળ ખરી પડે તેના જેવી હશે. હું ફરીથી કહું છું કે આમ સ્વરાજ મેળવવું ભલે અસંભવિત હોય, પણ શસ્ત્રબળથી મેળવવું ઓછું અસંભવિત નથી

એ હું જાણું છું. જરૂરજોગું અહિંસાત્મક વાતાવરણ થઇ શકે એવું મહાસભાવાદી ન માનતા હોય તો તેઓએ ચાલુ અહિંસાત્મક કાર્યક્રમનો ત્યાગ કરી જુદો જ કાર્યક્રમ ઘડી કાઢવો જોઇએ. પણ અન્તે તો શસ્ત્રબળથી અંગ્રેજો પાસેથી સત્તા પડાવશું એવો ખ્યાલ મનમાં રાખીને જો આપણે હાલના કાર્યક્રમને તેમના સાધન તરીકે વાપરશું તો આપણે અહિંસાની વાત માત્ર કરનાર ઢગમાં ખપીશું. જો આપણને આપણા કાર્યક્રમમાં શ્રદ્ધા હોય તો જેમ અંગ્રેજો હથિયારને વશ થાય તેવા છે તેમજ પ્રેમને પણ વશ થાય તેવા છે એમ માનવા આપણે બંધાયેલા છીયે આમ જેને શ્રદ્ધા ન હોય તેને માટે બે જ રસ્તા છે. અપમાનોથી ટીપાતા ટીપાતા કેટલીક પેઢી સુધી ચાલ્યાં કરે એવો શરીરબળનો અભ્યાસક્રમ આપણે સારૂ ધારાસભામાં છે તે એક. બીજો દુનિયામાં નથી થયો એવો રક્તપાતનો તાત્કાળિક ઇલાજ. એવા રક્તપાતમાં ભાગ લેવાની મારી ઇચ્છા નથી. જાણીજોઇને હું નિમિત્તરૂપ પણ નહિ બનું. રક્તપાત અશક્ય છે. એટલે મારા મત પ્રમાણે કાં તો અહિંસા અને તેના દેહરૂપ અસહકાર અથવા સમયાનુસારી સહકાર કે વિરોધ એ બેમાંથી એક રસ્તો આપણે પસંદ કરવો રહ્યો છે.

---

# મારી નોંધ

## નાસીપાસી

નાસીપાસી શા માટે?

સવિનય ભંગના બંધ રહેવાથી ખૂબ નાસીપાસી થયેલી જોવામાં આવે છે. એના બે અર્થ હોઇ શકે છે. એક તો એ કે લોકો તાત્કાળિક સ્વરાજની આશા રાખતા હતા તે ભાંગી પડી, અને બીજો એ કે લોકો શાન્ત અશાન્તિને વિષે બેદરકાર હતા.

પહેલું કારણ બરોબર હોય તો સ્વરાજનો અર્થ જ નથી સમજાયો. સ્વરાજ એ તો આપણે પોતે અનુભવવાની સ્થિતિ છે. તે આપણે બળે મેળવવાનું છે. જો એ બરોબર હોય તો નાસીપાસ થવાનું કારણ રહેતું જ નથી. સ્વરાજ આપણા પ્રયત્નમાં જ રહેલું છે. એ એક પ્રયત્ને ન મળે તો બીજીવાર, ત્રીજીવાર ને અનેકવાર કરીયે. જેમ પ્રયત્ન કરતા જઇયે તેમ વધતા જ જઇયે. સવા વર્ષથી આમ જે મહેનત કરી છે એ કંઇ વ્યર્થ ગઇ છે?

નાસીપાસ એ થાય કે જેને પોતાની દિશા નથી સૂઝતી. જો આપણે જાણતા હોઇયે કે શાન્તિને માર્ગે જ સ્વરાજ છે ને આપણને ખબર પડે કે જ્યાં શાન્તિ માની હતી ત્યાં તો અશાન્તિ નીવડી તો આપણને સ્પષ્ટ જણાવું જોઇયે કે સવિનય ભંગ રોકવામાં જ આપણી પ્રગતિ છે. રસ્તો સાફ માનીને ચાલનારે લશ્કર ખાઇ વચ્ચે આવતાં તેમાં ભૂસકો મારી મરી

પડે તેમાં તેની પ્રગતિ કે તે એ ખોટા રસ્તો મેલી ખરો શોધે અથવા ખાઇ ઉપર પૂલ બાંધવા રોકાઈ જાય તેમાં તેની પ્રગતિ રહેલી છે ? ખાઈની પાસે ઉભેલું લશ્કર નાસીપાસ થઇ પોતાના આંસુથી ખાઇને ભીંજવી મુકે એ લશ્કરને વિષે ઇતિહાસ શું કહે ?

## અસહકારની અણસમજ

અસહકારની અણસમજ

એમ નાસીપાસ થવું એ અસહકારને ન સમજ્યા બરોબર છે. જ્યારથી અસહકાર આદર્યો ત્યારથી સ્વરાજનું ખાતમુહૂર્ત થયું. સરદારની સલામી છોડનાર ગુલામ તે જ દહાડાથી છૂટો નથી થયો ? ભલે તેને સરદાર પાટુ મારે, ગાળ ભાંડે, ફાસી ચડાવે. ગુલામે સલામી છોડી છે. તેને પોતાની પરતન્ત્રતાનું ભાન થયું છે. સરદાર તેની સ્વતન્ત્રતા કબૂલ ન કરે તેથી ગુલામને શું ? જેમ સરદાર સામે થાય તેમ તેમ ગુલામનું બળ વધે છે, કેમકે સરદારના વિરોધથી ગુલામની કસોટી થાય છે.

જ્યાં સુધી આપણો નિશ્ચય કાયમ છે કે આપણે પંજાબનો ન્યાય લેવો છે, આપણે ખિલાફતનો જખમ રૂઝવવો છે ને સ્વરાજ લેવું છે, તે ન મળે ત્યાં લગી આપણે અસહકારને વળગી રહેવું છે—ત્યાં લગી આપણને નાસીપાસીનું કારણ જ ક્યાં છે ?

જર્મનીની સાથે જંગ શરૂ થયો ત્યારે અંગ્રેજોએ એમ ધાર્યું હતું કે બે માસમાં લડાઇ પૂરી થશે. લૉર્ડ કર્ઝને ક્રિસ્ટમસનું ખાણું બર્લિનમાં ખાવાની ઉમેદ રાખી હતી. ૧૯૧૪નો ડિસેમ્બર માસ ગયો ને ૧૯૨૦ના ડિસેમ્બર સુધી લડાઇ ચાલી, તેથી શું અંગ્રેજ પ્રજા હારી ? લીજ ખોયું, નામુર ખોયું, ફ્રાન્સમાં લગભગ પારીસ સુધી જર્મન ફરી વળ્યા. શું ફ્રાન્સે મીંડો ભણ્યો ? જ્યાં સુધી લડયા જ કરે ત્યાં સુધી લડવૈયો હાર્યો ગણાય જ કેમ ? દરમિયાન અનેક વ્યૂહો રચાય, અભિમન્યુના કોઠા બંધાય ઘણા ડુંગરો ખોદાય, ઘણી ખાઇઓ ઉપર પૂલો બંધાય. એમ જ મનુષ્ય ઘડાય ને પ્રજા પણ ઘડાય. 'શું પ્રયત્ન કરતો છતો પાછો પડયા કરે તે આત્મા નાશ નથી પામતો ?' એવા અર્જુનના પ્રશ્નના જવાબમાં કૃષ્ણે અતિ પ્રેમનું સંબોધન વાપરી જવાબ આપ્યો કે 'પ્રયત્નવાનની દુર્ગતિ તો થાય જ નહિ.' સંશયાત્માનો જ નાશ હોય. આપણો અસહકારને વિષે વિશ્વાસ જ ન હોય તો આપણે શરૂ કર્યું ત્યારના જ હાર્યા છીયે.

## એ નાટક ન હતું

૧૯૨૦ માં કલકત્તામાં જે યુદ્ધ માંડયું તે નાટક ન હતું. તે પ્રજાનો અડગ નિશ્ચય હતો. અમદાવાદના મજૂરોના જેવી એક ટેક હતી. પછી ભલે તેર દહાડા લાગે કે તેવીસ. ટેકીલા કંઇ ઇશ્વરની સાથે શરત કરે કે ?

## એક વર્ષનો અનર્થ

વરસની મુદતનો અનર્થ

કોઇ તો કહે છે, 'હવે અમે અમારાં છોકરાંને રાષ્ટ્રીય શાળામાં શાને મોકલીયે ? અમે તો એક વર્ષની આશાએ જ અમારાં છોકરાંને ઉઠાડયાં હતાં.' આવા વિચારના ઘણા હોય તો ભલું થયું કે એક વર્ષમાં આપણું કામ પૂરું ન થયું. નહિ તો તેમના ને હિન્દના શા હાલ થાત ?

જો એક વર્ષમાં આપણા હાથમાં સત્તા લઇને ન બેસી ગયા તો કયા ન્યાયે જે નિશાળો આ આપણને પાપરૂપ લાગતી હતી તે હવે આપણાં બાળકોને મોકલવા લાયક થઇ? અથવા શું મારા વચનથી ભોળવાઇને માબાપોએ પોતાનાં બાળકોને ઉઠાડી લીધેલાં? જો એમ હોય તો હું ક્ષમા માગું છું ને અવશ્ય તેવાં માબાપોને સલાહ આપીશ કે તેઓ પોતાનાં બાળકોને સરકારી શાળામાં મોકલે. મારે સારૂ ને જેઓ અસહકારનું તત્ત્વ સમજ્યા છે તેમને સારૂ તો વર્ષ લાગો કે વર્ષોનાં વર્ષો લાગો. જ્યાં સુધી સરકાર પશ્ચાત્તાપ કરી પ્રજામતને ન અનુસરે ત્યાં લગી તેની નિશાળો ત્યાં સોનામહોરા વહેંચાય તોપણ ત્યાજ્ય છે.

## ડાબો કાન

રાષ્ટ્રીય શાળા રૂપી કસોટી

કોઈ કહે છે, નિશાળોને સારૂ વિદ્યાપીઠ પૈસા આપે. જો વિદ્યાપીઠે પૈસા આપવાના હોય તો વિદ્યાપીઠ ક્યાંથી લાવશે? વિદ્યાપીઠ ગુજરાતની બહારથી પૈસા લાવીને તો ગુજરાતનાં બચ્ચાંને નહિ ભણાવે? તેને પૈસા આપીયે ને પાછા લઈયે તેના કરતાં આપણે જ નિશાળ ચલાવવા જેટલા દરેક ગામમાં એકઠા કરી શુદ્ધ ગામઠી નિશાળ ન ચલાવીયે?

## સહરાનું રણ

હું તો અવશ્ય માનું છું કે આપણા રસ્તામાં આ સહરાનું રણ ઠીક જ આવ્યું છે. આપણે તવાઇશું ને ઘડાઇશું. હવે આપણને ખરાખોટાની ખબર પડશે. શૂરા કોણ ને કાયર કોણ એ આપણે હવે જાણશું. સમજીને આવેલા કોણ ને સમજ્યા વગર કોણ આવેલા, પાનો કોણ ને પ્રેક્ષક કોણ એ આપણે હવે જાણશું. આ ક્રિયાની જરૂર હતી જ.

નિશાળો એ આપણી ભારે કસોટી છે. જ્યાં રાષ્ટ્રીય શાળાઓ ચાલે છે ત્યાંના લોકોએ પોતાને જ બળે તે ચલાવવાની ટેક રાખવી ઘટે છે. મકાનો ન મળે તો ઝાડ નીચે નિશાળ માંડે, મહેતાજીને પગાર ન મળે તો અનાજની ભિક્ષા માગે, તપશ્ચર્યા કરે ને બાળકોને ભણાવે. આમ જ પ્રજા ચડશે.

## ધાંધલથી ન મળે

ભાંગકામ અને ચણતર

નકરો કાયદાનો ભંગ તે તો અવિનય છે ને ધાંધલ છે. સ્વરાજ કદી ધાંધલથી મળે તો શું ધાંધલીઆ રાજ્ય ચલાવશે? આપણી ગણતરી તો એવી છે કે આપણે રાજ્ય લઇશું ને ભોગવશું. સ્વરાજના કારીગરની પરીક્ષા ભાંગકામથી નથી થવાની, પણ ચણતરકામથી થવાની છે. ચણી જાણે તે ભાંગી તો જાણે જ. પણ દરેક ભાંગનાર ચણીયો નથી હોતો. ભાંગનાર દાડીયો કહેવાય છે, ત્યારે ચણનાર મીસ્ત્રી છે. ચણવાનું શીખ્યા પહેલાં આપણે બારડોલીમાં ભાંગવાનું શરૂ કરવા ગયા તેથી કૃપાળુ ઇશ્વરે આપણો હાથ પકડ્યો ને આપણને ભયમાંથી ઉગાર્યા.

## સ્વરાજના મીસ્રી

હવે આપણે ચેતવું ઘટે છે. હવે આપણે મીસ્રી બનવા પ્રયત્ન કરવો જોઇયે. જો આપણે ચણતરકામનાં ખાતાં શોભાવી ન શકીયે તો આપણને સવિનય ભંગનો અધિકાર નથી જ.

## શાન્તિ વિષે બેદરકારી

શાન્તિ વિષે બે

નાસીપાસીનું બીજું કારણ મેં શાન્તિ વિષે બેદરકારી એ સૂચવ્યું. આ તો સ્વરાજની ગેરસમજ કરતાં પણ વધારે ભયંકર ગણાય, કારણકે પહેલા કારણમાં તો નિદાન ન જાણવાનો જ દોષ આવ્યો છે. વૈદ્યને નિદાન વિષે શંકા હોય તો હળવી દવા આપતો જાય. પણ બીજામાં તો દવા વિષે બેદરકારી થઇ. મારા એક મિત્રને એક વૈદ્યે વિલાયતી મીઠાને બદલે જસતનાં ફૂલ આપ્યાં. દસ્તને બદલે ઉલટી શરૂ થઇ ને યોગ્ય ઇલાજ લેવાતાં મહા-મહેનતે અસહ્ય વેદના ભોગવ્યા પછી દરદી બચ્યો. સોમલની ખાખ ને સાકરની ભૂકી લગભગ એકસરખાં લાગે છે; સાકરને બદલે સોમલ ખાનાર દરદીના શા હાલ? ખાંડ જાણી એક મિત્રે ત્રણ ચમચી નિમક પોતાના ચહાના પ્યાલામાં નાખી. પછી જ્યારે તેણે પ્યાલો મ્હોડે માંડયો ત્યારનો તેનો દેખાવ કોઈ રમુજી અખબારને સારૂ ચિતરવા જેવો હતો!

ઉપરના દાખલા તો મેં અજ્ઞાની અણઘડ વૈદ્યોના આપ્યા. પણ જાણતાં છતાં સોમલની ખાખ આપે છે કે સાકરની ભૂકી તે વિષે બેદરકાર રહે તેનું શું કહેવું? શાન્તિથી સ્વરાજ ન મળે એમ માનનારને સમજી શકાય, પણ શાન્તિનો પ્રયોગ ચાલતો હોય તે જ વેળા અશાન્તિનો પ્રયોગ ચલાવવા જેટલો જે બેદરકાર બને તે અસહ્ય છે. એવી બેદરકારી રાખનાર નથી સ્વરાજ જાણતો ને નથી સાધન જાણતો. તેને સાધન એ બંધનરૂપ જ થાય છે. મારી માન્યતા છે કે બારડોલીનો કાનૂનભંગ મોકૂફ કરી આપણે ભયાનક આફતમાંથી ઉગરી ગયા છીયે. જો આપણને ખાતરી હોય કે આપણે હિન્દુસ્તાનની પ્રજા ઉપર મુખ્ય ભાગે શાન્તિની અસર ન ક પાડી શકીયે ને હિન્દુસ્તાનના મવાલીઓ પણ આપણા વિનયને વશ નહિ થાય તો શાન્તિથી સ્વરાજ મેળવવાની વાતને આપણે ભૂલી જવી એ જ ડહાપણ ગણાય. જો એમની ઉપર આપણે શાન્તિથી કાબુ ન જ મેળવી શકીયે તો આપણે સમજવું જોઇયે કે આપણે આ સરકારને શાન્તિથી કદી જીતી નહિ શકીયે. જો તે આપણા પ્રેમને વશ નહિ થાય તો જરૂર સરકારની બંદુકને વશ થઇ તેને મદદ કરશે અથવા તો તેઓ જ રાજ્યકર્તા થશે. આ બન્ને સ્થિતિ ત્યાજ્ય છે.

હું તો માનું છું કે મવાલી વગેરે અશાન્ત વર્ગ ઉપર કાબુ મેળવવો મુશ્કેલ ભલે હોય, પણ અશક્ય નથી. આપણામાં આપણને શ્રદ્ધા હોવી જોઇયે. આપણને ધીરજ હોવી જોઇયે. આપણામાં ધર્મવૃત્તિ હોવી જોઇયે.

શાન્તિમાં જય, અશાન્તમાં ક્ષય

અસહકારનાં બધાં અંગ આપણે ખીલવતા થઇ જઇયે તો આપણે શાન્તિપાઠ એની મેળે શીખી શકીયે; કેમકે તે અંગોમાં ત્રણ મોટી રચનાત્મક પ્રવૃત્તિઓ છે—ખાદી, અસ્પૃશ્યતાનિવારણ ને બધી કોમોની એકતા. કોઈના સ્વપ્નામાં પણ એવો ખ્યાલ આવી શકે છે

કે હિન્દુમુસલમાન બન્ને શાન્તિને પૂરી ન ઓળખે ત્યાં સુધી ખરેખર એકદિલ થઈ શકે? જો એ બેઉ પરસ્પરસહાયને સારૂ શાન્તિ રાખી શકે તો બન્ને મળીને હિન્દુસ્તાનના મવાલી ઈત્યાદિને પણ પ્રેમથી જીતી શકે. જેઓ એમ માને છે કે મવાલી પર પ્રેમથી કાબુ ન મેળવી શકાય તેઓ હિન્દુમુસલમાનની શુદ્ધ મિત્રતાને ન જ માની શકે. જો એ બે મોટી કોમ અરસપરસના પ્રેમને વશ ન થાય તો હું ભવિષ્ય ભાખું છું કે એ બન્નેને એક વખતે પેટ ભરીને લડ્યે જ છૂટકો છે, ને લડીને જ્યારે બન્નેના ગર્વ ઉતરે ત્યારે એ બન્ને ત્રીજાને હરાવે. બન્ને લડતાં જો એક હારે તો તેને નસીબે ગુલામી જ રહેલી છે. આ વિચારોમાથી બધી ચાવીઓ આપણને મળી રહે તેમ છે. હિન્દુમુસલમાનનું આટલી મોટી સંખ્યામાં હિન્દુસ્તાનમાં મળવું, તેઓનું ત્રીજી સત્તાના ગુલામ બનવું, બન્નેનું જાગૃત થવું, એ બધામાં જે અર્થ રહ્યો છે તે સમજનો હોય તે સમજે. હું તો તેમાં ક્ષણે ક્ષણે ઇશ્વરી આદેશ જોઉં છું. શાન્તિમાં તેઓનો જય છે, અશાન્તિમાં ક્ષય છે.

## ખાદીપ્રચાર

કાઠીવાવાડમાં ખાદી-પ્રચાર

ભાઈ રામજી હંસરાજ અમરેલીથી લખતાં જણાવે છે કે 'એક સમય એવો હતો કે હાથે કાંતેલા સૂતરની ખાદી નહોતી મળતી. હવે સમય એવો આવ્યો છે કે ખાદીનું ભંડોળ મોટું છે પણ પહેરનાર મળતા નથી. વળી સૌથી વધારે દુઃખદ વાત એ છે કે કાંતનારી બહેનો, પુણી બનાવનાર પીંજારા ને હાથે કાંતેલું વણનારા પોતે ખાદી પહેરતાં નથી.'

આવી સ્થિતિ હોવા છતાં આપણને સ્વરાજ જોઈયે તે ક્યાંથી મળે? કાઠીયાવાડ જેવા મુલકમાં ખાદી પહેરનારા ન મળે એ કેવું ગણાય? મેં બનાવેલી રોટલી હું ન ખાતાં વેચું ને બજારની રોટલી લાવી હું ખાઉં એના જેવો ઉલટો ન્યાય કયો હોઈ શકે? મારા કસબની કિંમત મારી પાસે જ નહિ?

કાઠીયાવાડી સેવકો શું કરી રહ્યા હશે? તેઓને માટે આ એક જ સવાલ બસ નથી— ખાદી પેદા કરવી અને પહેરવી? બીજી ધાંધલને છોડશે તો બધું એની મેળે સીધું થઇ જશે. ૨૬ લાખની વસ્તી દર વર્ષે દસ રૂપીયા જેટલું કાંતવા પીંજવા વણવાનું કામ કરે તોયે બે કરોડ સાઠ લાખ રૂપીયાનું કામ થયું. આ કામ દહાડાના જણ દીઠ બે પૈસાથી ઓછું થાય છે. પણ જેમ ટીપે ટીપે સરોવર ભરાય તેમ બબ્બે પૈસાનો વધારો દરેક જણની કમાણીમાં થાય તેનું પરિણામ કેવું આવે એ તો અનુભવે જણાય. એક પૈસાનું પોસ્ટકાર્ડ, મીઠાના એક રૂપીયા ઉપર ધારો કે બે પૈનો કર, રેલની મુસાફરીમાં મૈલ દીઠ ત્રણ કે ચાર પૈ ભાડું—આમાંથી સરકારનું પોસ્ટખાતું નફો કરે છે ને પોસ્ટમાસ્તર જનરલને હજારોનો વાર્ષિક પગાર મળે છે. મીઠાના કરમા કરોડોની કમાણી થાય છે, ને રેલની મૈલની પૈઓમાંથી રેલવે કંપની લાખો કમાય છે.

એ જ જાતની ગણતરી ખાદીને વિષે છે. તફાવત એટલો કે સરકાર પૈ પૈનો કર લઈ આપણી ઉપર હકુમત ચલાવે છે ને વાઇસરાયને રૂપીયા ૨૦,૦૦૦નો દર માસે પગાર મળે છે,

રેલની કમાણીમાંથી પરદેશીઓને મોટું વ્યાજ મળે છે; ખાદીની આમદાની તે ગરીબોનાં ઘરમાં રહી તેમને તેજસ્વી બનાવે. આવા સહજ ધર્મનું અલ્પ પાલન અનેક દુઃખોનો નાશ કરે તેમ છે.

જ્યાં જ્યાં ખાદીનો ભરાવો છે ત્યાં ત્યાં તેનો ઉપાડ તુરત કરી નાખવાની મારી સહુને ભલામણ છે. જ્યાં નથી પેદા થતી ત્યાં પેદા કરતા થઇ જવું જોઇયે. અમરેલીના લોકો એક એક પહેરણ જેટલી ખાદી અમરેલી કાર્યાલય પાસેથી લઇ લે તોપણ તેની બધી ખાદી વેચાઈ જાય એમ હું માનું છું.

ખાદીના ઉપયોગ ક્યાં ઓછાં છે? ખાદીના ટુવાલ થાય, ખાદીની ખોળ થાય, ખાદીના ઓછાડ થાય, ચોફાળ થાય, ખાદીનાં દફતર થાય, તેની ઝોળી થાય, થેલીઓમાં ખાદી વપરાય, ખાદીની જાજમ થાય. ખાદીનો ઉપાડ નથી થતો એવું જ્યારે હું સાંભળું ત્યારે ઘીને મેલી ચરબી લેવા જનારનો દાખલો મને યાદ આવે. હિન્દુસ્તાનમાં જે ઘીનો ખપ બંધ થાય તો ખાદીનો થવો જોઇયે. ખાદીનો ઉપયોગ ચલણી નાણા જેવો ન થાય ત્યાં લગી સ્વરાજનો અર્થ જ આપણે સમજતા નથી એમ કહેવાય.

## કપાસની મોસમ

કપાસની મોસમ

આ કપાસની મોસમ ચાલે છે. તેથી એક વાંચનાર યાદ આપે છે કે દરેક જણે— મુખ્યત્વે ખેડૂતે પોતાના ઉપયોગજોગો કપાસ તો સંઘરી જ લેવો જોઇયે; બીજાઓએ ખરીદી લેવો જોઈયે. જણ દીઠ ચાર શેર કપાસ ઓછામાં ઓછો ગણવો જોઇયે. તેનું દરેકે યા તો સૂતર કાંતી નાખવું અથવા કંતાવી લેવું એ સંગ્રહ કરવાનો સારામાં સારો રસ્તો છે. શ્રીમન્ત લોકો હોશિયાર બાઇઓને રોકી પોતાને જોઇયે તેવું ઝીણું ને વળદાર સૂતર કંતાવી શકે છે. આમ વળી પાછી પોતાના જ કાંતનાર વણનાર રાખવાની પુરાણી પ્રથા શરૂ કરી શકાય તેમ છે.

## લવાદ—પંચાયત

લવાદ–પંચાયત

ગુજરાતમાં પંચાયત અને લવાદનો રિવાજ હજુ ચાલુ નથી થયો. પંચો ને લવાદ મારફતે આપણા કજીઆનો ચુકાદો કરાવવાથી થતા ફાયદાનું આપણે ભાન જ ભૂલી ગયા છીયે, કેમ જાણે કેવળ અજાણ્યા માણસની મારફતે પૈસા ખરચીને લઇયે ત્યારે જ ન્યાય મળતો હોય નહિ! ન્યાય એમ વેચાતો મળે જ નહિ; વેચાય અન્યાય. પંચની પાસે કે લવાદની પાસે ધૂર્તતા ન ચાલે, ખોટા સાક્ષી ન ચાલે. પંચ પક્ષકારોના કજીઆની પતાવટ કરે ને બન્નેને એકઠા કરે. કોરટોની મારફતે દુશ્મની વધે, પંચની મારફતે ઘટે. આજકાલ સારા પંચના અભાવે લોકો અદાલતોમાં જવા લલચાય છે એ ખરૂં છે. અને જેને કજીઓ જ વહાલો છે એ તો પંચ આગળ જાય જ શાને? પણ જો દરેક ગામમાં લોકો મહેનત કરે તો પંચાયતથી ને લવાદથી ફેંસલા લેવાના રિવાજનો પુનરુદ્ધાર થાય.

## કેસરની અપવિત્રતા

કેસરની અપવિત્રતા

મને આજ લગી ખબર ન હતી કે જે કેસરનો ઉપયોગ પૂજામાં ને પકવાન્નોમાં કરવામાં આવે છે તે બહારથી આવે છે ને તેમાં ચરબીનો ભેળ હોય છે. રા. મૂળચંદ ઉત્તમચંદ પારેખ લખે છે કે 'કેસર ઘણે ભાગે સ્પેનથી આવે છે. તેમાં ગાહી ને ચરબીનું મિશ્રણ થાય છે. દર માસે લગભગ દોઢ લાખ રૂપીયાનું કેસર સ્પેનથી આવે છે. સ્વદેશી કેસર માત્ર કાશ્મીરમાં જ થાય છે ને તેની માસિક પેદાશ માત્ર બસેં તોલાની થાય છે એમ કહેવાય છે. કાશ્મીરી કેસરને નામે આવેલા બે ચાર નમૂના મેં મારી પ્રયોગશાળામાં તપાસ્યા પણ બધા બનાવટી જ હતા. તે કેસર જ નહિ.'

આવી દયામણી સ્થિતિમાં કેસરનો પૂજામાં કે પકવાન્નમાં ઉપયોગ કરવો એ તો પુણ્યને નામે પાપ વહોરવા બરોબર છે.

## જેલનો અનુભવ

રા. મહાદેવ દેસાઇ એક મિત્રને લખે છે:-

આગ્રા જેલમાં સ્વરાજ

"તમને હું કદાચ વારંવાર ન લખી શકું. હું લખવા ધારૂં તો બહુ લખી શકું, કારણ અહીં તો અમે રાજ્ય ભોગવીયે છીયે. અહીં નિયમો પણ બધા ઉંચે મુકાયેલા છે. તમે ગુજરાતીમાં લખો તે પણ મને અહીં મળી શકશે, જે બીજી જેલમાં ન મળી શકત. એટલી અહીંના જેલના અધિકારીઓની ભલમનસાઇની, શિથિલતાની બલિહારી છે. હું રામાયણનો સુન્દર અભ્યાસ કરી રહ્યો છું. ઈશ્વરકૃપા હોય તો કોઈ દિવસ તુલસીના જ છંદ, ચોપાઈ અને દુહામાં હું ગુજરાતને રામાયણ આપી શકું એટલો ઉંડો અભ્યાસ તો ચાલી રહ્યો છે. એક બે અઠવાડીયામાં પૂરે કરીશ. ઉર્દુનો અભ્યાસ પણ સરસ ચાલી રહ્યો છે. જેલની બહાર નીકળું ત્યારે તો હું સરસ ઉર્દુ જ્ઞાન લઇને નીકળીશ એવી આશા રાખું છું. મારા ઉર્દુ અક્ષર તો મોતીના દાણા જેવા થાય છે. મારા શિક્ષક ખ્વાજાસાહેબ પણ મારા અક્ષર પર મોહિત છે.

"આમ દિવસ જાય છે. અમને કોઇ વાતનું દુઃખ નથી. અમને રોજનો દોઢ રૂપીયો દરેકને ખાવાનો મળે છે. અમારા રહેવાના ઓરડા સુન્દર છે. અમારાં મકાનો ઉપર લીમડાનાં સુન્દર ઝાડો શીતળ છાયા ઢાળે છે. જેને રમવું હોય તે ગબડ્ડી રમે છે, શેતરંજ રમે છે, ગાયન ગાય છે, મારામારી કરે છે, ઝાડ પર ચડે છે. જેને વાંચવું હોય, લખવું હોય, તે શાન્તિથી વાંચે છે, લખે છે. હું જે ઓરડામાં રહું છું તેમાં મારી સાથે જોસફ, પંડિત રામનરેશ ત્રિપાઠી અને એટાના રાજબહાદુર કરીને એક વયોવૃદ્ધ વકીલ રહે છે. મારી પચાસ પોણોસો પુસ્તકોની લાયબ્રેરી મારી સાથે ફરે છે જ, અને મારા અભ્યાસમાં ઘણીવાર બહારના જગતને હું ભૂલી જાઉં છું......જેલમાં આવી હું વજનમાં દસ શેર વધ્યો છું."

## ૬ મહાસભાના અંધભક્ત ન થઇયે

મહાસભાની અંધભક્તિ

આપણે મહાસભાના અંધ ઉપાસક ન બનીયે. હરેક સ્ત્રીપુરુષ મહાસભાવાદી થાય અને તેના ઠરાવોને સમજપૂર્વક અને ખુશીથી અનુસરે એ વિચાર મને પસંદ છે. પણ મહાસભા એક જૂની કે મહાન સંસ્થા છે એટલા જ વિચારે કોઈ તેના સભાસદ બને અથવા પોતાને રુચે કે ન રુચે છતાં તેવા ઠરાવોને આધીન થાય એ વિચાર જરાયે પસંદ કરવા લાયક નથી. બહુમતીનો નિયમ અમુક હદ સુધી જ લાગુ પડે છે. નાની બાબતોમાં જ બહુમતીને આધીન થવાય. બહુમતીના ગમે તેવા ઠરાવને વશ થવું એ તો ગુલામી જ કહેવાય. જેમકે જેને ધારાસભા થોડેઘણે અંશે પણ કલ્યાણકારક સંસ્થા લાગતી હોય તેણે મહાસભાના ઠરાવને માન આપવા ખાતર જ તેમાંથી નીકળી જવું અથવા તેને માટે ઉમેદવારી ન કરવી એ હું તો ખોટું ગણું. તે જ પ્રમાણે માત્ર મહાસભા કહે છે તેથી જ પોતાની વકીલાત બંધ કરવી એ વકીલને માટે ખોટું છે. લોકશાસન એટલે જેમાં લોકો ગાડરની માફક વર્તે એવું રાજ્ય નહિ. લોકશાસનમાં વ્યક્તિગત વિચારની અને કાર્યની સ્વતન્ત્રતાનું સાવધાનપૂર્વક રક્ષણ થવું જોઈયે. તેથી હું માનું છું કે મહાસભાને નામે કંઈ ન કરે ત્યાં સુધી લઘુમતીને પોતાના મત પ્રમાણે વર્તવાનો પૂરો હક છે. વકીલાત કરતો વકીલ મહાસભાનો સભ્ય બની શકે, તે અસહકારી ન ગણાય. તે મહાસમિતિનો સભ્ય ન થઇ શકે અને તેણે થવું પણ ન જોઇયે. તે જ રીતે જેણે શુદ્ધ ખાદી ધારણ ન કરી હોય, જેની પાસે ખિતાબ હોય અથવા જે ધારાસભાનો સભ્ય હોય તે મહાસભાના દફતરમાં નામ નોંધાવી શકે, પણ તે અસહકારી ન ગણાય.

મહાસભાનો સભાસદ પોતાને માન્ય ન હોય તેવા તેના ઠરાવોથી બંધાઈ જતો નથી, એટલું જ નહિ પણ તેનાથી આગળ વધવાનો પણ તેને હક છે, એમ હું માનું છું. આમાં માત્ર શરત એટલી કે તેનું કાર્ય મહાસભાના સિદ્ધાન્તનું વિરોધી ન હોવું જોઇયે અને તે મહાસભાના નામે થતું ન હોવું જોઇયે ધારો કે મહાસભાની શરતો અમુક પ્રાન્તને અનુકૂળ ન હોય તે પ્રાન્તે પોતાનો મત પણ તેની વિરુદ્ધ આપ્યો હોય, વળી તે પ્રાન્તને એમ લાગતું હોય કે પોતે પોતાનું કામ ચલાવી શકે તેમ છે; તો આવા પ્રાન્તને આગળ જવાનો અને તેમાં સફળતા મેળવી પોતાનું વિરોધી પગલું વ્યાજબી હતું એમ બતાવી આપવાનો પૂરો હક છે. મહાસભાના ઠરાવો આખા દેશને સરૂ કરબાજરના જેવા હોઇ શકે. અમુક પ્રાન્તની જરૂરીયાતો માટે તેમાં બહુ ઉણપ રહેતી હોય એ સમજી શકાય એવું છે આવા પ્રાન્તને જો પ્રગતી કરવી હોય અને તેનું કાર્ય મહાસભાના હિતને હાનિકર ન હોય તો પોતાની જવાબદારીએ, પોતાની ઢબ મુજબ તે બેશક આગળ ધપી શકે છે. આવા સાહસને મહાસભા વખોડે એવા પ્રસંગને સારૂ તે પ્રાન્તે તૈયાર રહેવું જોઇયે. મારા મત પ્રમાણે લોકશાસનનું રહસ્ય આમાં જ છે. જે મેં ઉપર બતાવ્યું છે તે કૌટુમ્બિક સવિનય ભંગનું ઉદાહરણ છે. એવા વર્તનથી જ આપણે અન્ધભક્તિથી બચી શકીયે.

૧

# ગાંધીજીનો મુકદ્દમો

## ગિરફતારીની વિગત

'યંગ ઇન્ડિયા'ના વાચકોએ જાણ્યું જ હશે કે મહાત્માજીને પકડશે એ અફવા તો હવામાં હતી જ, અને તેથી તો 'જો હું પકડાઉં—' નો લેખ તેઓએ લખી કાઢ્યો. શુક્રવારે રાત્રે અમદાવાદમાં જોનારને ચિહ્ન જણાય તેમ હતું. લશ્કરી સિપાહીઓની આવજા, બૅન્કો ને તાર ઑફિસ પરના લશ્કરી પહેરા, આ બધી સૂચનાઓ હતી.

ગાંધીજી તો ઉલેમાઓની એક અગત્યની સભામાં હાજર રહેવા અજમેર ગયા હતા. કાનને દોષ છે, પણ અફવા ખરી હોય તો અમદાવાદના સત્તાવાળાઓને તેમના વડાના હુકમો મળી ચુક્યાં હતા. સૌ ગાંધીજીને પકડવા તો ઇન્તેજાર હતા, પણ પોતાને ઘેર એ બધું જોખમ વહોરવાને કોણ રાજી હોય? અમદાવાદવાળાઓએ અજમેર જણાવ્યું કે તમે પકડો. પેલાએ હુકમ પાછો અમદાવાદ ધકેલ્યો કે અમદાવાદમાં ઠીક પડશે.

શુક્રવારે બપોરે અજમેરથી ગાંધીજી આશ્રમ તો આવી પહોંચ્યા.

અજમેરથી મૌલાના હઝરત મોહાની સાહેબ ગાંધીજી સાથે સાથે આવ્યા હતા. મોડે સુધી તેમની જોડે વાતચીત ચાલતી હતી. મૌલાના સાહેબે ગાંધીજીને વચન આપ્યું: 'આપ નચિંત રહેજો. આપણી વચ્ચે મતભેદ ભલે હોય પણ આપની પાછળ હું આપના કાર્યક્રમ પાછળ લાગી જઇશ.' રાતના દસેકને સુમારે મહાત્માજીએ તેમનાં કાગળીઆંને કોરે મેલ્યાં. હાથમ્હોં ધોઇને સૂઇ રહેવાની તૈયારી ચાલતી હતી. તેવામાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. હેલી આવી પહોંચ્યા.

આશ્રમને ઝાંપે એક આંબા જેવી રૂપાળી ઘટાદાર આમલી છે. મિ. હેલી ત્યાં રહ્યા ને પોતાના કામની વાત મહાત્માજીને કહેવડાવી મોકલી.

મહાત્માજીને ખબર પડી. આશ્રમમાં સૂવાની તૈયારી ચાલતી હતી તેને બદલે હવે સાબરમતીની જેલમાં સૂવા જવાની તૈયારીઓ ચાલી. દરમિયાન આશ્રમનાં સૌ ભાઇબહેનો, બાળકો આવી પહોંચ્યાં.

મિ. હેલી તરફની કંઈ ઉતાવળ હતી જ નહિ, એટલે છૂટા પડવાને આ મંગળ મુહૂર્તે કુદરતી રીતે મહાત્માજીએ પોતાનું પ્રિય ભજન

'વૈષ્ણવ જન તો તેને કહીયે જે પીડ પરાઇ જાણે રે—'

એ ગાવા કહ્યું. આગણામાં ઉભાં ઉભાં અત્યન્ત ભક્તિભાવે નરસિંહ મહેતાનું એ ભજન બહેનોએ ગાયું. અને ભક્તિભાવે સૌએ સાંભળ્યું.

'પરદુઃખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે રે—'

એ વૈષ્ણવના આદર્શને પહોંચવાની કામના વાળા આશ્રમવાસીઓએ તે આદર્શનું જાણે છેલ્લું પગથાર ચડતા હોય તેવા બાપુના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કર્યા.

હસતે મ્હોડે ગાંધીજી ઝાંપા તરફ પોલીસ અમલદારને સ્વાધીન થવા ઉપડ્યા. મુક્તિ જાણે કે માયાને ઘેર જવા નીકળી !

મહાત્માજી મોટરમાં બેઠા. તેમના બીજા જોડીદાર આરોપી શ્રી. શંકરલાલ તેમની જોડે અને તેમને વળાવવા શ્રીમતી કસ્તુરબા અને અનસૂયાબ્હેન પણ સાથે બેઠાં. મોટરનો કર્ણકટુ ભૂંકાર અને 'બન્દેમાતરમ્'નો ઘોષ સાથે ગાજી ઉઠ્યાં.

મહાત્માજીને આશ્રમવાસીઓને છૂટા પડતાં જે બોલ કહ્યો તે આપણે સૌએ ઝીલી લેવા જેવો છે: 'તન તોડીને કામ કરજો, આળસને પરહરજો.'*

ખબરપત્રી

---

# અદાલતમાં

મુંબઈ સરકારના હુકમથી અમદાવાદના પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. હેલીએ ગાંધીજી તથા શ્રી. બૅંકર ઉપર ફરીઆદ નોંધાવી. સુનાવણી મૅજીસ્ટ્રેટ મિ. બ્રાઉનની સમક્ષ ૧૧મીએ બપોરના બાર વાગે શરૂ થઈ.

કોરટને માટે કમીશનરની ઑફિસમાં એક ખાસ ઓરડી કાઢવામાં આવી હતી. ઓરડી બહુ નાની હતી, પણ વાત જાહેર થયેલી નહિ હોવાથી ઝાઝી ગીરદીની બીક ન હતી.

+ + +

મહાત્માજી અને ભાઇ શંકરલાલ તેમને માટે ન્યાયાધીશની બેઠકની સામે રાખવામાં આવેલી ખુરશીઓ ઉપર બેઠા હતા. તેઓ વર્તમાનપત્ર વાંચવામાં, કોઇવાર કંઇક પરસ્પર વાતચીતમાં તો ક્યારેક કોરટના કામકાજમાં ધ્યાન આપતા.

---

*નવજીવન, તા. ૧૯–૩–૨૨

આ કોરટનું કામ તો કેવળ પોલીસની ફરીઆદ સાંભળી તે ઉપરથી આરોપીઓ ઉપરના ચોકસ આરોપો ઘડી કાઢવાનું જ હતું, તેથી કામકાજમાં કશો ભારે રસ ન હતો.

+ + +

'યંગ ઇન્ડિયા'ના કેટલાક લેખો તથા નોંધો જાહેરમાં અશાન્તિ અને ના૦ શહેનશાહના રાજ્ય તરફ તથા 'આ દેશમાં સ્થાપન થયેલી કાયદેસર સત્તા' સામે લાગણી ઉશ્કેરનારા હોવાનું ફરીઆદપક્ષીએ જણાવ્યું. તે લખોનાં 'નવજીવન'માં પ્રસિદ્ધ થયેલાં ભાષાન્તરો નીચે પ્રમાણે છે:

*અસન્તોષનો ગુણ......; રાજદ્રોહ તા. ૨–૧૦–૨૧; વાઇસરાયની મૂંઝવણ તા. ૧૫–૧૨–૨૧; હુંકાર તા. ૨૬–૨–૨૨; જો હું પકડાઉં—તા. ૨–૩–૨૨; લાલાજીના આક્ષેપ તા. ૨૯–૫ ૨૧; મધ્ય પ્રાન્તમાં સખ્તી (યં. ઇં.) તા. ૨૫–૨–૨૧; અસ્વીકાર્ય (યં. ઇં.) તા. ૮–૬–૨૧; માફીપત્રોની ખોળમાં તા. ૧૮–૭–૨૧; પંજાબના મુકદ્દમા (યં. ઇં.) તા. ૧–૯–૨૧; મુસલમાન ભાઇઓને—તા. ૨–૧૦–૨૧.

આ બધા લેખોનું પારાયણ કોરટમાં મિ. હેલીને મુખે થયું. વાંચનારને અને સાંભળનારને બન્નેને કંટાળો આવે એવું કામ હતું, પણ કાયદો એવો હતો કે એ લેખો કોરટમાં વંચાવા જ જોઇયે. મોહનદાસ કરમચંદ ગાંધી નામના એક 'ખેડૂત તથા વણકર' (કારણકે તેમણે માજીસ્ટ્રેટના સવાલના જવાબમાં પોતાનો ધંધો એ જણાવેલો) 'યંગ ઇન્ડિયા'ના તન્ત્રી હતા એ વાતની સાબીતી સારૂ મધરાતે નવજીવન પ્રેસમાંથી ગાંધીજીનાં હસ્તલિખિત કાગળીઆં ખોળવાં પડેલાં, અને તેમણે લીધેલાં ડેકલેરેશનનાં કાગળીઆં રજુ કરવા મિ. ચેટફીલ્ડને બોલાવવા પડેલા. એપેલેટ સાઇડના રજીસ્ટ્રારે જે લાંબો પત્રવ્યવહાર વાંચી સંભળાવ્યો તેને માટે ફરીઆદી તો તેમના આભારી ખરા જ, પણ સાંભળનાર બધા જ મિ. કેનેડીવાળા પત્રનો કિસ્સો તેને વિષે પ્રસિદ્ધ થયેલ ન થયેલ બધી વિગતો સહિત અખંડિત રૂપમાં વાંચી બતાવવા માટે ખરેખર તેમના આભારી થયા છે.

વાંધાભર્યા લેખો કોણે લખ્યા એ તો તેના મથાળે કે છેડે પડેલી સહીઓ કહે જ છે, અને સહીના કરનારે પણ નીચેના તેમના વાક્યથી જેવું હતું તેવું કહી

* 'રાજદ્રોહ'—પૃ.૧૩૮૧; 'વાઇસરાયની મૂંઝવણ'—પૃ. ૧૬૫૭; 'હુંકાર'—પૃ.૧૮૫૪; જો હું પકડાઉં'—પૃ. ૧૮૮૮; 'લાલાજીના આક્ષેપ'—પૃ. ૧૧૦૭; 'માફીપત્રોની ખોળમાં'—પૃ. ૧૨૬૨; 'મુસલમાન ભાઇઓને'—પૃ. ૧૩[illegible]૦.

દીધું. બધા સાક્ષીઓની જુબાનીઓ થઇ ગયા પછી ન્યાયાધીશે ગાંધીજીને પૂછયું, "સાક્ષીઓએ આપેલા પૂરાવા સામે તમારે કંઈ કહેવું છે?"

ઉત્તરમાં ગાંધીજી બોલ્યા, "હું તો ફકત એટલું જ કહેવા ઇચ્છું છું કે સરકાર પ્રત્યે અસન્તોષ પેદા કરવા સંબન્ધે તો યોગ્ય સમયે હું મારો ગુન્હો કબૂલ કરવાનો છું જ."

વધારામાં તેમણે ઉમેર્યું, "'યંગ ઇન્ડિયા'નો હું તન્ત્રી છું એ વાત સાચી છે. જે લેખો વાંચવામાં આવ્યા તેનો લખનાર હું પોતે છું. પત્રના માલિકોએ તેમ જ પ્રગટકર્તાઓએ પત્રનો તેમ જ પત્ર ચલાવવાની નીતિનો બધો કાબુ મારા હાથમાં જ સોંપી દીધો હતો."

શંકરલાલભાઇનું બે વરસ પહેલાંનું ડેકલેરેશન કોર્ટ સામે રજૂ થયું તે ઠીક, નહિ તોયે તેમણે નીચેનું વાકય કહ્યું તે તાજું ડેકલેરેશન જ છે:

"સાક્ષીઓની જુબાની સંબન્ધે આ સિવાય હું બીજું કંઇ જ કહેવા ઇચ્છતો નથી કે યોગ્ય વખતે અહીં વંચાયેલા બધા લેખો છાપવાનો ગુન્હો મેં પોતે કર્યાનો હું એકરાર કરીશ."

છેવટે માજીસ્ટ્રેટે પોલીસે હાજર કરેલા આ બે ગૃહસ્થોને સંબોધીને કહ્યું કે મોહનદાસ કરમચંદ ગાંધી અને શંકરલાલ ઘેલાભાઇ બેંકર! તમે તમારાં ફલાણાં ફલાણાં લખાણોથી—Tampering with Loyalty (રાજદ્રોહ) યં. ઈં. તા. ૨૯–૯–૨૧; A puzzle & its Solution (વાઇસરાયની મૂંઝવણ) યં. ઇં. તા. ૧૫–૧૨–૨૧; Shaking the Manes (હુંકાર) તા. ૨૩–૨–૨૨—કાયદેસર સ્થપાયેલી સરકાર સામે અસન્તોષ પેદા કર્યો છે અને તેમ કરી ૧૨૪ अ કલમમાં જણાવેલી સજાને પાત્ર ઠરે એવા ગુન્હા કર્યા છે. આથી હું તમને સેશન્સ કોરટમાં મોકલું છું."

\+ + +

મુકદ્દમો થઇ રહ્યો ને કોર્ટ ઉઠી, પણ ગાંધીજીને સાબરમતી સ્ટેશને લઈ જનારી રેલવે ગાડી આવી પહોંચી ન હતી. પંદર વીસ મિનિટ મિત્રો જોડે વાતચીત કરવાની ફુરસદ મળી. શ્રી. સરોજિની નાયડુ અફવા સાંભળીને આવી ચડેલાં તે કોરટમાં જ મળ્યાં. મૌલાના હઝરત મોહાની પણ કોરટમાં હાજર હતા.

સેશન્સમાં કેસ જવા માટેની તૈયારી શી કરવાની હોય કે આ ગુન્હેગારોને મુદત માગવી રહે? માજીસ્ટ્રેટે સેશન્સની તારીખ વહેલામાં વહેલી રાખવાની વૃત્તિ જણાવી છે. સંભવ છે કે મુકદ્દમો તા. ૧૮મીને રોજ નીકળે.* ખબરપત્રી

---

# જેલમાં મુલાકાત

હું આજે સવારે ભાઇ શંકરલાલ બેંકરને સામાન આપવા જેલમાં ગયો હતો તે વખતે મહાત્મા ગાંધીજીનાં પણ દર્શન થયાં. તેમને બેને એક જુદા વૉર્ડમાં હવા અજવાળા વાળી સરસ ઓરડીઓમાં રાખવામાં આવ્યા છે. ઓરડીઓની આગળ ઓસરી છે તેના ઉપર ટેબલખુરશી પડયાં હતાં. દરેક ઓરડીમાં ઉંટના વાળની જાડી કાળી શેત્રંજી અને સૂવાને લોખંડના પાટીવાળા ખાટલા અને તેના ઉપર સ્વચ્છ બીછાનાં, સફેદ ચાદર અને ગરમ ધાબળા હતા. ઓરડીઓની સામેના ખુલ્લા ચોગાનમાં પાણીના નળ, ન્હાવાને માટે પત્થરની મોટી ચોકડી ને એક ખૂણામાં પાયખાનાં છે.

મહાત્માજીની ઓરડીમાં હું ગયો તે વખતે તેઓ બીજા એક ભાઇ જોડે વાત કરતા હતા. તેમાંથી આ શબ્દો મારે કાને પડ્યાઃ " સત્ય એ લોહચુંબક જેવી વસ્તુ છે. તે ચોતરફથી સત્યને ખેંચે છે......મારી આખી જીંદગીમાં હું તદ્દન અણધાર્યા બનાવો જોતો જ આવ્યો છું. "

મારી સાથે વાત કરતાં મહાત્માજીએ કહ્યું કે " અજમેરમાં તો ભારે કામ થયું. ત્યાં મૌલાના અબ્દુલ બારી સાહેબે આકરૂં ભાષણ કરેલું તેથી ત્યાં ભેળા થયેલા હજારો મુસલમાનો ઉશ્કેરાયા હતા. બારી સાહેબ જરાક ચાતરી ગયા હતા. હું ત્યાં ગયો ત્યારે ઘણાએ માન્યું કે હવે આ બેની વચ્ચે બરાબર રંગ જામશે અને હિન્દુમુસલમાનની એકતા તૂટી પડશે. પણ મૌલાના સાહેબ તો અતિશય નિર્મળ માણસ છે. તેમને મેં કહ્યું કે 'તમે આજે કંઇ પણ કરશો તે ગુસ્સામાં જ થયું હશે. તેથી કદાચ બીજા પાંચ પચીસ મુસલમાનો પણ ગાંડા થઇ જાય, પણ તેથી કંઇ જ વળશે નહિ. હું પણ ઇચ્છું છું કે આપણે બન્ને ફાંસીએ ચડીએ, પણ તે પૂરેપૂરા નિષ્કલંક રહીને.' મૌલાના સાહેબ મારી વાત બરાબર સમજી ગયા અને

* નવજીવન, તા. ૧૯-૩-૨૨

હવે તેમના તરફથી મને છાંટામાર ચિન્તા નથી રહી. મૌલાના હઝરત મોહાની પણ ત્યાં હતા અને મારી સાથે અહીં આવ્યા છે. તેમણે મને વચન આપ્યું છે કે 'હું હિંસાની જરા પણ હિમાયત કરીને મહાસભાના કામની સીધી લીટીમાં આડખીલી નહિ નાખું,' એટલે હું નિશ્ચિન્ત છું."

મહાત્માજીનો આદેશ મેં માગ્યો ત્યારે તેમણે કહ્યું કે: "મારો એક જ સન્દેશો છે અને તે ખાદી છે. **મારા હાથમાં ખાદી મુકો એટલે હું તમારા હાથમાં સ્વરાજ મુકી દઈશ.** અન્ત્યજોનો ઉદ્ધાર પણ એમાં જ આવી જાય છે. અને હિન્દુમુસલમાનની એકતાં પણ ખાદીથી જ ટકી રહેશે. શાન્તિનું પણ તે ભારે શસ્ત્ર છે. આનો અર્થ એમ નથી કે હું આજે ધારાસભાના કે અદાલતના બહિષ્કાર નથી ઈચ્છતો, પણ તેમાં જનારની સામે લોકો ખાર ન રાખે તેટલા સારૂ હું માગું છું કે લોકો - ધારાસભાના સભાસદો અને વકીલોની પણ મદદથી ખાદીનું કામ ચલાવે. મૉડરેટોને ખૂબ રીઝવજો, એમની સાથે ખૂબ મહોબત અને દોસ્તી વધારજો. જે ક્ષણે તેઓ નિર્ભય થશે તે ક્ષણે તેઓ આપણા જ છે. અંગ્રેજો વિષે પણ એમ જ સમજવું."

પંડિત માલવીયાજી વિષે વાત કરતાં ગાંધીજીએ કહ્યું કે "તેઓ તો હવે ખૂબ કરશે. તેમણે મને કહ્યું છે કે તું જ્યારે જેલમાં જાય ત્યારે મારૂં કામ જોઈ લેજે."

ગાંધીજીને પ્રણામ કરી મેં ચાલવા માંડયું એટલે તેમણે ઉભા થઈ ઓસરીમાં આંટા મારવા માંડ્યા. મેં એક છેલ્લી નજર નાખી કહ્યું, "આપને તો સરસ નર્સિંગહોમ મળી ગયું છે." જવાબમાં 'હાજ તો' કહી તેઓ ખડખડાટ હસી પડ્યા.*

તા. ૧૧–૩–૨૨ ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

---

# જેલમાં ગાંધીજી

બાંધી મૂઠીમાં રાખ છે કે ખાખ છે એ જાણવાની જિજ્ઞાસા માણસને બહુ હોય છે. જેલ વિષે પણ તેમ જ. જેલની ભીંતોની પછવાડે અમુક જાતના પુરુષાર્થી લોકો અને તેમને સાચવનાર કેટલાક અમલદારો, એટલા જ જઈ શકે છે. એ ખ્યાલથી જ હજારો લોક જેલની અંદર શું હશે એ જાણવા ઇન્તેજાર

---

* 'નવજીવન', તા. ૧૯–૩–૨૨

થાય છે. જેઓએ મહાત્માજીને હજાર વાર જોયા હશે અને મહાત્માજી આશ્રમમાં આવીને રહ્યા હોય ત્યારે પણ તેમને મળવાની જેમને જરૂર ન ભાસે તેવાઓ પણ ગાંધીજી જેલમાં કેવી રીતે રહેતા હશે એનો વિચાર કરવામાં કલાકના કલાક ગાળી નાખે છે.

× × ×

તેમાં વળી પ્રજાહૃદયમાં ગાંધીજીને સજા થવાની આશંકા ભારે; છડેચોક તેઓ રાજદ્રોહ કરતા આવ્યા છે એટલે સજા થાય તો કેટલી થાય એની કલ્પનાઓ પણ ઘેરઘેર ચાલુ; અને તેથી મહાત્માજીનાં દર્શન થઇ શકે તો બહુ સારું એવું જ નવરા, ઉદ્યોગી દરેકને થઇ જાય છે.

× × ×

ઠીક થયું કે ગુરુવાર પહેલાં જ હું મહાત્માજીને મળી આવ્યો. હું કંઇ ખાલી કુતૂહલને ખાતર તેમને જોવા ગયો ન હતો. મારે તો તેમને કામસર મળવું હતું. કેટલીક બાબતમાં તેમના હુકમ મેળવવા હતા. આ પહેલાં કોઇ કાળે જેલમાં ગયેલો નહિ તેથી જેલમાં કેમ જવાતું હશે તેની ખબર ન મળે! હા, કંઇક ગુન્હો કરીને જાત તો સહેલાઇથી જેલમાં પ્રવેશ થઇ શકત. પણ તે રીતે કંઇ મહાત્માજીને થોડું જ મળી શકાત? હું જેલના દરવાજા આગળ જઇ પહોંચ્યો. બહાર સંત્રીઓ પહેરો ભરતા હતા. એક ઝાડ નીચે તોપના જેવા ગોળા ગોઠવેલા પડ્યા હતા. કેટલાક સિપાઇઓ બીજા સિપાઇઓને અને કેદીઓને ગણી ગણીને બહાર કાઢતા અને કેટલાકને ગણી ગણીને અંદર દાખલ કરતા. એક દરવાજો ને તેની અંદર બીજો એમ બે દરવાજા છે. બન્ને દરવાજા એકી સાથે એક જ ક્ષણે ખુલ્લા ન રહે તેની ખાસ કાળજી લેવાતી મેં જોઇ. મેં બહાર રહ્યાં દરવાજાના જાળીમાંથી અંદરના સિપાઇને કહ્યું. 'મારે કામસર મહાત્માજીને મળવું છે.' પણ તે શાનો મને દાદ દે? એટલામાં મને અંગ્રેજી રિવાજ સૂઝયો. ખીસામાંથી કાગળ પેન્સીલ કાઢી મારું નામ અને કામનું સ્વરૂપ લખી તે ચિઠ્ઠી અંદર જેલરને પહોંચતી કરાવી. પછી તેમણે તે મહાત્માજી પાસે મોકલી કે તેમના સુપરિન્ટેન્ડન્ટ પાસે તે હું જાણતો નથી. વખતસર—એટલે કે ઘણા વખત પછી મને અંદર જવાની રજા મળી.

× × ×

બહારના દરવાજાની બારી ખુલી. હું ટપીને અંદર પેઠો કે તરત જ પેલા પોલીસે તાળું મારી દીધું. બે બારણા વચ્ચે હું સપડાયો! જરા ગભરાયો! મારે

ત્યાં નામ નોંધાવવું પડ્યું. ત્યારપછી બીજી બારી ઉઘડી. આ બારીને બે આંખો રાખેલી હોય છે. તેમાંથી જ અંદરનું જોઇ શકાય. હું અંદર ગયો અને બહુ ખુશી થયો. શી ત્યાંની સ્વચ્છતા! એક રસ્તો સીધો સામો જતો હતો ને તેની બન્ને બાજુએ ઝાડની હારો હતી. પણ તે રસ્તે મારે જવાનું ન હતું. મારી સાથે જેલનો એક માણસ હતો તે મને ડાબી તરફ લઇ ગયો. એ રસ્તાના લગભગ છેડા સુધી ગયો એટલે ત્યાં એક ફળિયું આવ્યું. ફાંસીના કેદીઓને આ ફળિયામાં રાખે છે. પણ એ તો મને પાછળથી ખબર પડી. આ જ ફળિયામાં મને તે પુરુષસિંહનાં દર્શન થયાં.

× × ×

કેટલીક હારબંધ ઓરડીઓ, તેનો એક પહોળો ઓટલો, પછી આંગણું અને આંગણાને એક છેડે બે સાફ જાજરૂ. આંગણામાં ત્રણ ચાર નાનાં નાનાં ઝાડ ઉગ્યાં છે અને લીમડાનું એક ઠીક ઠીક મોટું ઝાડ પણ છે. મહાત્માજી ઓટલા ઉપર એક જેલની કાળી કામળી પાથરી તેની ઉપર બિરાજેલા હતા. પાછળ બે તકીયા પડેલા હતા, પણ તેનો ઉપયોગ ભાગ્યે જ થતો હશે. મહાત્માજી કંઇક લખી રહ્યા હતા. પાસે જ 'આશ્રમ ભજનાવલિ'નું નાનું સરખું પુસ્તક, કુરાનનો અંગ્રેજી તરજુમો અને ઇશુ ખ્રિસ્તના ગિરિપ્રવચનની એક સુન્દર આવૃત્તિ પડેલાં હતાં. સર્મનની આ ચોપડી અમેરિકાની કેટલીક બાઇઓએ મહાત્માજીને ભેટ મોકલેલી.

× × ×

હું જઇને પગે લાગ્યો. ગાંધીજી હસ્યા ને કહ્યું, 'તમે ભલે આવ્યા, મારે તમને કેટલીક વાતો કહેવી હતી.' ભાઇ શંકરલાલ પાસેની ઓરડીમાં કંઇક કામ કરતા બેઠા હતા. તેમને પણ મેં નમસ્કાર કર્યા. તેઓ પણ ખુશમિજાજ દેખાતા હતા. તેમની સાથે ઝાઝી વાતચીત ન થઇ. મહાત્માજી જોડેનું મારૂં કામ બહુ ન હતું, પણ ત્યાં બીજા મળવા આવેલા કેટલાક બેઠા હતા એટલે મારે રાહ જોતાં વધારે વાર બેસી રહેવું પડ્યું.

× × ×

એટલામાં જેલર સાહેબે (તેઓ અહીં આવી એક ખુરશી પર બેઠા હતા. તેમને તેમનો વખત થઇ રહ્યાની સૂચના આપી અને તેમને બહાર લઇ ગયા. હવે મારો વાત કરવાનો વારો આવ્યો. મેં મારૂં કામ શરૂ કર્યું એટલામાં સુપરિન્ટેન્ડન્ટ સાહેબ (તેઓ એક ભલા પારસી સદ્‌ગૃહસ્થ છે.) અબ્બાસ તૈયબજી સાહેબને લઇ

આવ્યા. અબ્બાસ સાહેબ મહાત્માજીના નાનપણના દોસ્તાર હોવા જોઇયે. તેમણે વિનોદપૂર્વક એકબીજાનું સ્વાગત કર્યું. બાથમાં લઇને ભેટ્યા ને પેટ ભરીને વાતો કરી. મારૂં કામ તો રહી જ ગયું. મને તેમાં ખોટું તો શું લાગે? પણ મારો વખત થઇ રહ્યે મને કાઢી મુકશે એ જ બીક મનમાં હતી. અબ્બાસ સાહેબ ખોરસદનાં વખાણ કરતા હતા, બારડોલીના ઠરાવની અસર કેવી થઇ છે તેનું વર્ણન કરતા હતા. મહાત્માજીએ કંઇક અનુસંધાનમાં કહ્યું, 'હું ફક્ત શાન્તિ જાળવવાનું જ કામ કરતો હતો એવે વખતે હું પકડાયો છું એનો મને હર્ષ થાય છે. નિર્દોષમાં નિર્દોષ રહીને પકડાવું એ કંઇ નાનીસુની વાત નથી.'

× × ×

હું અધીરો થયો હતો. મહાત્માજીના દરબારમાં બીજા પણ અરજદાર મારી પેઠે આવી બેઠા જ હતા. અમારી એકબીજા સાથે હરિફાઇ હોય તેમ અમે એકબીજા સામે જોયા કરતા હતા. એક જણ જેટલો વધારે વખત લે તેટલો બીજાનો વખત ગયો. મહાત્માજીનો વાક્પ્રવાહ ચાલતો હતો જ; હિન્દુમુસલમાનની એકતા વગર સ્વરાજ સંભવતું નથી અને અહિંસા વગર તે એકતા ટકવી મુશ્કેલ છે. પરસ્પર વિશ્વાસ રાખીયે, એકબીજાનું સાંખીયે, ત્યારે જ સ્વરાજનું વાતાવરણ સંભવે. આ વાતાવરણ રેંટીયાથી જ પેદા થઇ શકે, રેંટીયાથી જ તે દૃઢ થઇ શકે. દેશને મારો એક જ સન્દેશો છે—શાન્તિ રાખો અને રેંટીયા ચલાવો. વ્યાવહારિક દૃષ્ટિએ અહિંસા કે શાન્તિનો સ્વીકાર કરો તોયે મન વાણી કર્મથી તેનું પૂરેપૂરૂં પાલન કરો.

પછી 'યંગ ઇન્ડિયા' ને 'નવજીવન'ની વાતો ચાલી. અન્ત્યજોનો સવાલ નીકળ્યો. રાષ્ટ્રીય શિક્ષણ અને પાઠ્ય પુસ્તકો વિષે વાતચીત થઇ. પણ મહત્ત્વનું સ્થાન તો ખાદીએ જ લીધું હતું.

× × ×

મહાત્માજીના આસન આગળ એક રેંટીયો પડ્યો હતો. તેની ફાળકી ઉપર ખૂબ સૂતર ચડેલું હતું. ભાઇ શંકરલાલ બૅંકરનો રેંટીયો બીજી બાજુએ પડ્યો હતો. મહાત્માજીએ પાણી માગ્યું અને શંકરલાલે જેલના ટીનના ટંબ્લરમાં લાવી આપ્યું. આવા વાસણમાં મહાત્માજીને પાણી પીતા જોઇ મારી આંખો જરાક ભીની થઇ, મન કંઇક ઉદાસ થયું. બીજી જ ક્ષણે એ વિચારો મેં મારી નાખ્યા. મેં મનને કહ્યું, મહાત્માજીએ આ બધું માગી લીધું છે. એનો અનુભવ લેતાં મહાત્માજીને દુઃખ લેશ-

માત્ર નથી થતું; તને જોવામાં જ આવતું દુઃખ શા સારૂ?' મન અંદરથી બોલ્યું : 'મનમોહન મન રૂકત ન રોકયો'.

× × ×

જેલર સાહેબ મારી તરફ જોવા લાગ્યા. હું સમજી ગયો. મહાત્માજીને પ્રણામ કરી પાછો ફર્યો. એક પોલીસ દરવાજા સુધી મને પહોંચાડી ગયો. બે બારીઓની કવાયત ફરી ભજવાઇ અને હું બહાર નીકળ્યો. મનમાં વિચાર આવ્યો, આવી વિભૂતિઓને મન જેલ શું ને મહેલ શું? જ્યાં બેઠા ત્યાં જ રાજા.*

**ખબરપત્રી**

---

# † હકીમજીને કાગળ

સાબરમતી જેલ,
૧૨મી માર્ચ ૧૯૨૨.

**પ્યારે હકીમજી,**

**હકીમજીને કાગળ**

મારા પકડાયા પછી તપાસ કરતાં મને ખબર પડી કે મને શિક્ષા નથી થઇ ત્યાં સુધી મારે લખવા હોય તેટલા કાગળ લખી શકું છું, તેથી આ પહેલો કાગળ આપને લખવા બેઠો છું. આપ જાણતા જ હશો કે ભાઇ શંકરલાલ મારી સાથે છે. તે મારી સાથે છે તેથી હું ખુશી થાઉં છું. તે મારા નિકટના સંબન્ધમાં આવ્યા છે તે સહુ કોઇ જાણે છે એટલે આમ સાથે પકડાવાથી અમને બન્નેને આનન્દ થાય એ સ્વાભાવિક છે.

આ કાગળ હું આપને મહાસભાની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે લખું છું અને કારોબારી સમિતિના આગેવાન એટલે હિન્દુમુસલમાન બન્નેના અથવા ખરૂં જોતાં આખા હિન્દના આગેવાન તરીકે લખું છું.

મુસલમાનના એક મહાન નેતા તરીકે પણ આપને આ કાગળ લખું છું, અને તેથીયે વિશેષ એક મોંઘા મિત્ર તરીકે લખું છું. ૧૯૧૫ ની સાલથી આપની ઓળખાણનો લાભ મને મળ્યો છે. દિવસે દિવસે આપનો પરિચય વધતો ગયો તેમ તેમ આપની મિત્રતા રૂપી ખજાનાની કિંમત વિશેષ સમજાઇ છે. જાતે

---

* નવજીવન, તા. ૧૯–૩–૨૨

ચુસ્ત મુસલમાન રહી હિન્દુમુસલમાનની મિત્રાચારી એટલે શું એ આપે આપની રહેણીમાં બતાવી આપ્યું છે.

હિન્દુમુસલમાન એકતા

અગાઉ કદી નહોતું સમજાયું એટલું આજે આપણને બધાને સમજાય છે કે હિન્દુ-મુસલમાન વચ્ચે એવી એકતા સિવાય સ્વતન્ત્ર થવું હિન્દુસ્તાનને સારૂ અશક્ય છે, અને હું એટલે સુધી કહું છું કે એ ઐક્ય વિના મુસલમાનો પણ પોતે ઇચ્છે છે એટલી ખિલાફતની સેવા કરી શકશે નહિ. કુસંપથી આપણે હમેશ ગુલામ જ રહેવાના. તેથી હિન્દુમુસલમાન એકતાના ધર્મને 'ફાવશે ત્યાં સુધી ઠીક છે, નહિ ફાવે તે દિવસે ઉચો મુકીશું' એવો સગવડીઓ ધર્મ કરી શકાય તેમ નથી સ્વરાજ આપણને અકારૂં થાય ત્યારે જ આપણે તે ઐક્યને તિલાંજલિ આપી શકીયે. ગમે તે કાળે અને ગમે તે સ્થિતિમાં પણ હિન્દુમુસલમાનનું ઐક્ય કાયમ રહે એ જ આપણી શાશ્વતનીતિ હોવી જોઇયે.

વળી આ ઐક્ય, પારસી. ખ્રિસ્તી, યહુદી કે જોરાવર શીખ કોમ જેવી નાની કોમોને કદાપિ ભયરૂપ ન થવું જોઇયે. તેમાંની કોઇ કોમને દબાવવાનો વિચાર કરશું તો કોઇક દહાડો આપણે એકબીજા સામે પણ લડી પડીશું.

હિન્દુમુસલમાનની શુદ્ધ મૈત્રી અનિવાર્ય છે એવું આપ માનો છો એ જાણીને ખાસ કરીને મારો આપની પ્રત્યે એટલો બધો ભાવ થયો છે.

મારા મત પ્રમાણે અહિંસાને આપણે વ્યવહારનીતિ તરીકે દૃઢતાપૂર્વક ન અખત્યાર કરીયે ત્યાં સુધી ઐક્ય સ્થપાવું અશક્ય છે. વ્યવહારનીતિ એટલા સારૂ કહું છું કે એ અહિંસાધર્મ હિન્દુમુસલમાન એકતા જાળવી રાખવા પૂરતા ઉદ્દેશથી જ ભલે સ્વીકારીયે તોપણ તેનું પરિણામ તો એ જ આવે કે અમુક વખતને માટે નહિ પણ હમેશને માટે એકસંપથી સગા ભાઇ સમાન રહેનારા હિન્દુમુસલમાન. વાળું હિન્દ આખી દુનિયાની સામે ઝૂઝી શકે અને એવી ત્રીસ કરોડ પ્રજા અહીંના અંગ્રેજ કારભારીઓ સાથે હિસાબ કરી લેવામાં હિંસાનો માર્ગ લેવો તેને તો કેવળ બાયલાપણું જ ગણે. આટલા દિવસ આપણા ભોળપણમાં આપણે તેમનાથી અને તેમની બંદુકથી ડર્યા, પણ જે ક્ષણે આપણે આપણા ઐક્યનું બળ પ્રાપ્ત કરીશું તે જ ક્ષણે તેઓથી ડરવું અને ડરીને તેમના ઉપર હાથ ઉપાડવાનો વિચાર કરવો એ એ આપણી નજરમાં નરી નામરદાઇ જ લાગશે. તેથી જ મારા દેશબન્ધુઓને અહિંસા ને નબળાઇની નહિ પણ સબળાઇની દૃષ્ટિએ જોતા કરવાને હું આટલો આતુર અને અધીરો છું. પણ આપ અને હું બન્ને જાણીયે છીયે કે સબળાઇની

અહિંસા હજુ આપણે નથી નીપજાવી શક્યા તેનું કારણ એ જ કે હિન્દુમુસલમાન ઐક્યની વ્યવહારુ જરૂર જ હજુ આપણે હૈયે બેઠી છે. એ ઐક્ય એથી ઊંડું નથી ઊતર્યું. હજુ પરિણામે ડર છે, છતાં મને નિરાશા નથી. આટલા વખતમાં એ ઐક્ય પેદા કરવામાં આપણે જે ગતિ કરી છે તે અદ્ભુત છે. એક જમાનાનું કામ આપણે દોઢ વરસમાં ઉકેલ્યું છે. પણ હજુ પુષ્કળ વધારે કરવાની જરૂર છે. પ્રજાને કે શિક્ષિતવર્ગને બેમાંથી કોઇને એ વાત હજુ નસેનસમાં નથી ઉતરી કે આ ઐક્ય આપણે સારૂ પ્રાણ સમાન છે.

પણ મને લાગે છે કે આ પરિપક્વતાનો આધાર સંખ્યા ઉપર નહિ પણ શ્રદ્ધાના પ્રમાણ ઉપ. રહે છે. હિન્દના હિન્દુ મુસલમાનના કાયમના ઐક્યમાં દીવાના જેવી શ્રદ્ધાવાળા થોડા હન્દુમુસલમાન હોય તો આખી પ્રજામાં ઐક્યની ભાવના વ્યાપી જતાં વખત નહિ લાગે. આપણામાંથી થોડાએ તો પ્રથમ બરોબર સમજી લેવું જોઇયે કે મન, વાણી અને કર્મની એવી સંપૂર્ણ અહિંસા સિવાય આપણી રાજદ્વારી આકાંક્ષા પૂરેપૂરી પાર પાડવા જોગી કંઇ પ્રગતિ થઇ શકે તેમ નથી. ઉપર મેં બતાવી તે મુખ્ય ચાવીમાં જેને શ્રદ્ધા ન હોય તેવા કોઇ કાર્યકર્તાઓ આપણા દળમાં ન રહે તેવી સંભાળ રાખવા હું આપને તેમ જ કારોબારી સમિતિને વિનન્તિ કરૂં છું. બળવાન શ્રદ્ધા બહુમતીના નિયમ વડે નથી ઘડી શકાતી.

વળી મારે મન તો આખા હિન્દુસ્તાનના એવા ઐક્યની અને તેથી રાજદ્વારી આકાંક્ષાની સિદ્ધિને ખાતર અહિંસાને અનિવાર્ય સાધન તરીકે પ્રજાએ સ્વીકાર્યાની મૂર્તિમંત નિશાની રેંટીયો—ખાદી છે. જેને અહિંસાની વૃત્તિ અને હિન્દુમુસલમાનનું શાશ્વત ઐક્ય જમાવવામાં શ્રદ્ધા હશે તે હમેશ નિયમિતપણે કાંતશે. ઘેરઘેર સૂતર કંતાય અને સૌ કોઇ હાથે કાંતેલ સૂતરની હાથે વણેલ ખાદી જ પહેરતા થઇ જાય તે જ મારી દૃષ્ટિએ હિન્દની કોમી એકતાની અને અહિંસાની પાકી સાબીતી છે. એ જ વસ્તુ હિન્દની નીચેવાઇને ખાલી થયેલી કરોડો પ્રજા જોડે આપણો કુટુંબભાવ સિદ્ધ કરશે. નિત્યનિયમ તરીકે પ્રજા આખી સૂતર કાંતે અને ધર્મ તેમજ પૂજાભાવની લાગણીથી ખાદીનો ઉપયોગ કરે એમાંથી જ હિન્દની કોમો વચ્ચેના અટૂટ ઐક્યની ભાવના સ્ફુરશે અને દેશમાં તાજું લોહી ભરાશે. આટલું બીજા કશાથી પણ નહિ થઇ શકે.

રચનાત્મક કાર્યક્રમ

હું અલબત્ત ઇચ્છું છું કે જેમણે હજુ સરકારના ઇલકાબ ન છોડ્યા હોય તેઓ પોતાના ઇલકાબ છોડે, વકીલો વકીલાત છોડે, વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજો

છોડે, ધારાસભાના સભ્યો ધારાસભાઓ છોડે. છતાં ઉપર મેં કહ્યું તે કામમાં અને અત્યાર સુધીમાં જે કામ થયું છે તેને પાકું કરવામાં પરોવાઇ જવાનો મારો એથીયે વધુ જોરભર્યો આગ્રહ છે, અને જે રાજ્યતન્ત્ર કાં તો સુધારવાનો નહિ તો મિટાવવાનો આપણે યત્ન કરીયે છીયે તેનો ત્યાગ કરાવવાના આપણા પોતાના બળ ઉપર ભરોંસો રાખવા દેશને મારો આગ્રહ છે.

વળી કામ કરનારા આંગળીને વેઢે ગણાય તેટલા છે. તેથી રચનાત્મક કામ જ્યારે ઢગલાબંધ કરવાનું પડ્યું છે તેવે સમયે ખંડનાત્મક કામમાં એક પણ સેવકને ગુમાવવા હું ન ઇચ્છું. પણ ખંડનાત્મક કામ સામેની ભારેમાં ભારે દલીલ તો એ છે કે દેશમાં કદી નહોતો તેવો અસહિષ્ણુતાનો જુસ્સો હાલમાં ફાટી નીકળેલો છે. અને અસહિષ્ણુતા એ હિંસા જ છે. સહકારીઓ આપણાથી અળગા પડી ગયા છે, તેઓ આપણાથી ભડકે છે. તેઓ કહે છે કે આપણે ચાલુ નોકરશાહીના કરતાંયે ભુંડી એવી નોકરશાહી ઉભી કરી રહ્યા છીયે. આપણે તેમની આવી ચિન્તાનું દરેક કારણ જડમૂળથી કાઢવું જોઇયે. તેમને જીતી અપનાવી લેવા ખાતર થોડુંઘણું નમતું આપવું પડે તો તે પણ આપણે કરીયે. અંગ્રેજોને આપણા તરફના ભયથી આપણે મુક્ત કરી દેવા જોઇયે. અહિંસાની પ્રતિજ્ઞાને અંગે કટ્ટામાં કટ્ટા વિરોધી તરફ પણ સંપૂર્ણ નમ્રતા અને સદ્‌ભાવ રાખવાને આપણે બંધાયા છીયે એ વાત આપને અને મને જેટલી સ્પષ્ટ દેખાય છે તેટલી બધાને દેખાતી હોત તો મારે આ ચર્ચામાં આટલા વિસ્તારથી ઉતરવું ન પડત. મેં સૂચવેલા રચનાત્મક કામમાં દેશ બરોબર પરોવાઇ જશે તો આ ભાવના આપોઆપ પ્રચાર પામશે.

જેલ ન વહોરજો

મારી કેદ લાંબો કાળ આપણા કાર્યને માટે પૂરતી છે એવો મને મોહ છે. મને કોઇની સામે વેરભાવ નથી એમ હું નમ્રભાવે માનું છું. હું પાળું છું તેટલે દરજ્જે અહિંસાધર્મ પાળવો પડે એ કેટલાક મિત્રોને નથી રુચતું. પણ આપણો તો એ જ ઇરાદો હતો કે તદ્દન નિર્દોષ માણસો જેલ જાય. અને તદ્દન નિર્દોષ હોવાનો દાવો હું કરી શકું તો પછી સ્પષ્ટ છે કે બીજું કોઇ મારી પાછળ જેલમાં આવવાનો પ્રયત્ન ન કરે. આપણે સરકારના આ તન્ત્રનો નાશ કરવા તો જરૂર ઇચ્છીયે છીયે, પણ તે ધમકી વડે નહિ પણ આપણી નિર્દોષતાના અમોઘ સામર્થ્ય વડે. ગમે તે રીતે જેલો ભરી મુકવી એ તો મારે મન ધમકી જ છે. અને સૌથી વિશેષ નિર્દોષ ગણાતો માણસ જેલમાં જાય એટલું બસ નથી એમ ન જણાય ત્યાં સુધી બીજા નિર્દોષ માણસોએ જેલ જવા શું કામ પ્રયત્ન કરવો જોઇયે?

૧૯૨૦

વધારે માણસોએ જેલમાં ન જવું એમ કહું છું તેનો અર્થ એવો નથી કે હવે આપણે જેલથી નાસવું. જો સરકાર પોતે દરેક અહિંસાત્મક અસહકારીને પકડે તો તો તે હું વધાવી લઇશ. મારી મતલબ એટલી જ છે કે તીવ્ર કે શીત કોઇ પણ પ્રકારના સવિનય ભંગ કરી આપણે હાથે કરી જેલમાં ન જવું. તેમજ જેઓ જેલમાં છે તેમને ખાતર દેશ રોષે ભરાશે નહિ તેવી હું આશા રાખું છું. જેઓ જેલમાં છે તેઓ પૂરી મુદત કેદ ભોગવશે તેમાં તેમને પોતાને તેમજ દેશને બન્નેને ફાયદો થવાનો છે. મુદત પૂરી થવા અગાઉ તો સ્વરાજની ધારાસભાને હાથે તેઓ છૂટે તેમાં શોભા છે અને મારી દૃઢ માન્યતા છે કે ત્રીસ કરોડ પ્રજા ખાદી પહેરતી થઇ જાય એ જ સ્વરાજ છે.

અસ્પૃશ્યતાનો મેલ કાઢવા બાબત હું અહીં વિવેચન કરવાની જરૂર નથી જોતો. મને ખાતરી છે કે પ્રત્યેક સમજુ હિન્દુ એ મેલ જવો જ જોઇએ એવું માને છે. હિન્દુમુસલમાન ઐક્ય જેટલી જ અસ્પૃશ્યતાનિવારણની વાત મહત્ત્વની છે.

મારા મત પ્રમાણે સૌથી ઝપાટાબંધ પાર પડે તેવો અને ઉત્તમ કાર્યક્રમ છે તે મેં આપ સમક્ષ મુકયો છે. ખિલાફતની બાબતમાં અધીરો હોય તેવો માણસ પણ આથી સારો કાર્યક્રમ ઘડી શકે તેમ નથી. મારી પ્રાર્થના છે કે દેશને નિશ્ચિત ધ્યેયે પહોચાડવા ઇશ્વર આપને તંદુરસ્તી તથા બુદ્ધિ આપો.

આપનો મિત્ર

**મોહનદાસ કરમચંદ ગાંધી**

---

# નવજીવન પ્રકાશન મન્દિર

## અમદાવાદ

| | મૂલ્ય | પોસ્ટેજ |
|---|---|---|
| હિન્દ સ્વરાજ (પ્રમાણભૂત આવૃત્તિ; ખાદીનું પૂંઠું) | ૦-૬-૬ | ૦-૧-૬ |
| આટલું તો જાણજો-ભાગ ૧ (લે. શ્રી૦ નરહરિ પરીખ) | ૦-૬-૦ | ૦-૧-૦ |
| હિન્દ કેમ પાયમાલ થયું ? ('આટલું તો જાણજો'નો બીજો ભાગ) | ૦-૮-૦ | ૦-૧-૬ |
| એક ધર્મયુદ્ધ (અમદાવાદના મીલમજુરોની લડતનો ઇતિહાસ) | ૦-૮-૦ | ૦-૧-૬ |
| અરજુનવાણી (અરજુન ભગતનાં ભજનોનો સંગ્રહ) | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| પૂર્વરંગ (આર્યાવર્તનો ઇતિહાસ: લે૦ કાલેલકર અને નરહરિ) | ૧-૦-૦ | ૦-૩-૦ |
| રામ અને કૃષ્ણ (શ્રી. કિશોરલાલ મશરૂવાળા કૃત) | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| બુદ્ધ અને મહાવીર ” | ૦-૮-૦ | ૦-૨-૦ |
| ઇશુ ખ્રિસ્ત ” | ૦-૬-૦ | ૦-૧-૦ |
| પ્રાણપ્રતિષ્ઠા (અસહકાર વિષે ગાંધીજીના વ્યાખ્યાનો) | ૦-૬-૦ | ૦-૧-૬ |
| સ્વદેશ (એક નાનકડી ફ્રેન્ચ વાર્તા) | ૦-૩-૦ | ૦-૦-૬ |
| કેશરીરંગ (પી. સી. રૉયના પુસ્તકનો અનુવાદ) | ૦-૧૦-૦ | પો. સાથે |
| શ્રીમદ્ ભગવદ્ગીતા-મૂળ (સુંદર સુઘડ ગુટકો) | ૦-૮-૦ | ૦-૧-૦ |
| વણાટશાસ્ત્ર (લેખક: શ્રી૦ મગનલાલ ગાંધી; ખાદીનું પૂંઠું) | ૦-૧૦-૦ | ૦-૨-૦ |
| ખેડાની લડત (લેખક: શ્રી૦ શંકરલાલ દ્વા. પરીખ) | ૧-૮-૦ | ૦-૫-૦ |
| અસહકાર ('યુગધર્મ' કાર્યાલયનો સંગ્રહ) | ૨-૮-૦ | ૦-૮-૦ |
| રાષ્ટ્રગીત (ઇન્દુલાલ યાજ્ઞિકવાળો સંગ્રહ) | ૦-૧૨-૦ | ૦-૨-૦ |
| Young India (યં. ઇ. ના ગાંધીજીના લેખો) | ૪-૦-૦ | ૦-૬-૦ |

### બાળસાહિત્ય

| | | |
|---|---|---|
| ચણીબોર (બાળકવિતાઓનો સંગ્રહ—સુધારેલી બીજી આવૃત્તિ) | ૦-૫-૦ | ૦-૧-૦ |
| રાયણ (ચણીબોરથી આગળનો કવિતાસંગ્રહ) | ૦-૮-૦ | ૦-૧-૦ |

મુદ્રક અને પ્રકાશક: રામદાસ મોહનદાસ ગાંધી, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ